બાલજીવન પુસ્તકમાળા-પુસ્તક ૫

# આનંદધારા

## ભાગ ૧

બાલકો માટે રસમય વાર્તાઓનો સચિત્ર સંગ્રહ

-:પ્રયોજક:-

રમણલાલ નાનાલાલ શાહ

તંત્રી-બાલજીવન

આવૃત્તિ ૨ ] ૦-૬-૦ [ સં. ૧૯૮૪

-:પ્રકાશક:-

કસનદાસ નારણદાસ બૂકસેલર

નાણાવટ-સુરત

## બાલજીવન પુસ્તકમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| (૧) | વસંત ... ... ... | (શીલક નથી) |
| (૨) | સ્વામિભક્ત સુરપાળ (બાલનાટક) ... | ( ,, ) |
| (૩) | બાલા ગીત મંજરી ... ... | ( ,, ) |
| (૪) | અમારી વાર્તાઓ ... ... | ( ,, ) |
| (૫) | આનંદધારા ભાગ ૧ ... ... ... | ૦–૬–૦ |
| (૬) | અમારી બીજી વાર્તાઓ ... ... ... | ૦–૮–૦ |
| (૭) | આનંદધારા ભાગ ૨ ... ... ... | ૦–૭–૦ |
| (૮) | આનંદધારા ભાગ ૩ ... ... ... | ૦–૮–૦ |
| (૯) | સરોવરની સુંદરી ... ... ... | ૦–૨–૦ |
| (૧૦) | આનંદધારા ભાગ ૪ ... ... ... | ૦–૯–૦ |
| (૧૧) | અમારી ત્રીજી વાર્તાઓ ... ... ... | ૦-૧૨-૦ |
| (૧૨) | આનંદકુંજ ભાગ ૧ ... ... ... | ૦–૮–૦ |
| (૧૩) | સારી સારી વાતો ... ... ... | ૦–૮–૦ |
| (૧૪) | બાવલાનાં પરાક્રમો ... ... ... | છપાય છે. |

● નંબર ૫, ૭, ૮ ને ૧૦ ની નવી આવૃત્તિ બહાર પડી છે. નંબર ૧૧ ની નવી આવૃત્તિ છપાય છે. નં. ૪, ૬, ૭, ૮, ૯, ૧૦ ની ચોપડીઓ વડોદરા અને ભાદીરા રાજ્યનાં કેળવણીખાતાંઓએ ઈનામ અને શાળાપુસ્તકાલયો માટે મંજુર કરેલી છે. બીજી થતી જાય છે.

મુદ્રકઃ—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ
મુદ્રણસ્થાનઃ—શ્રી 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાના પૂલઉપર–સુરત

# પ્રસ્તાવના

"બાલજીવન" માસિકમાં જે વાર્તાઓ છપાય છે તે હજારો બાળકો આનંદથી વાંચી ગમત અને જ્ઞાન મેળવે છે. પરંતુ દર મહીને નવી નવી વાતો છપાય ત્યાં આ છપાઇ ગયેલી વાતો જૂના અંકોમાંથી બધાં ન વાંચી શકે. વળી ચાર વર્ષ ઉપર જે બાળકની ઉંમર છ વર્ષની હોય તે આજે દસ વર્ષનું થયું હોય. એટલે એ છપાઇ ગયેલી વાતો તેની નજરે ન પડે એ દેખીતું છે.

આવી સારી સારી વાતો જો કે હજારો બાળકોએ અગાઉ "બાલજીવન" માં વાંચેલી હોય છે છતાં બીજાં હજારો બાળકો તે વાતો વાંચી શકે તે માટે તેવી સારી સારી વાતો ચુંટી કાઢી ચોપડીના સ્વરૂપમાં તેને બાલપ્રજા સમક્ષ રજુ કરવી જરૂરની છે. તે ઉદ્દેશથી બાલવાર્તાઓના નાના નાના ચાર સંગ્રહો આનંદધારાના નામે છપાવી બહાર પાડયા હતા. તેમાંનો આ પહેલો સંગ્રહ છે. તે પહેલવહેલો સંવત ૧૯૮૧માં બહાર પડેલો હતો અને લાંબા વખતથી તેની તમામ નકલો ખલાસ થઇ ગઇ હતી. શ્રી. કસનદાસ નારણદાસની માગણી ઉપરથી તેની બીજી આવૃત્તિ હાલ બહાર પડે છે. હજારો બાળકોએ બાલજીવનદ્વારા, ને બીજાં હજારોએ તેની પહેલી આવૃત્તિદ્વારા આ વાતો આનંદથી વાંચી છે. એ આનંદધારાનું પાન બીજાં હજારો બાળકો કરે તે અર્થે આ આનંદધારાની બીજી આવૃત્તિ આજ બાલપ્રજાને ચરણે સહર્ષ રજુ કરૂં છું. આશા છે કે અગાઉ જે ઉત્સાહ ને આનંદથી એનો સત્કાર થયો છે એ જ આનંદ ને ઉત્સાહથી આ બીજી આવૃત્તિને પણ સત્કારાશે.

પહેલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં પુષ્કળ ફેરફાર ને સુધારા વધારા કર્યા છે. "દેશભક્ત દુર્ગાદાસ"નો સંવાદ જુદો છપાવવા વિચાર હોવાથી ચોપડીમાંથી કાઢી નાખ્યો છે. બીજી કેટલીક વાતો પણ કાઢી નાખી છે અને તેને બદલે થોડીક નવી રસભરી વાતો ઉમેરી છે.

શ્રી કૃષ્ણ જયંતી,
૧૯૮૪

રમણલાલ નાનાલાલ શાહ

# અનુક્રમણિકા





# આનંદધારા ભાગ ૧

## નીલ રત્ન

આજુબાજુ પર્વતો અને વચ્ચે મનોહર તળાવ હતું. તેમાં પુષ્કળ કમળના વેલા હતા. એક નીલ રંગનું સો પાંખડીનું અત્યંત સુંદર કમળ એક કિનારાની પાસે ખીલેલું હતું. ઝાકળનાં બિંદુઓ તેની કોમળ પાંખડીઓઉપર મોતીની માફક ચળકતાં હતાં. સૂર્યના સામું જોઈને જાણે આ ફુલ છાનું છાનું હસતું હોય એમ લાગતું હતું.

બે કાળા ભમરાઓ ગુંજારવા કરતા કરતા પાસે આવ્યા. એક ભમરો તો આ કમળનાં પ્રથમ દર્શને જ મોહાન્ધ થઈ ગયો, અને તેની પાંખડીઓઉપર બેઠો. સવાર વીતી ગઈ, બપોર ગઈ અને સંધ્યાકાળ થયો. પણ તે ભમરો તો પોતાની જગાએથી ખસે જ નહિ. બીજો ભમરો તેને બોલાવ બોલાવ કરે પણ તે તો સાંભળે જ નહિ. છેવટે સૂર્ય આથમી ગયો અને નીલકમળે પોતાની પાંખડીઓ બીડી દીધી. મોહાન્ધ ભમરો પણ અંદર બીડાઈ ગયો. તેનો મિત્ર તો દુઃખી થઈને નીલકમળની પાસે કિનારાપર બેઠો, અને વિયોગમાં આંસુ સારવા લાગ્યો. આંસુનું એકેકું ટીપું જેમ જેમ પાણીમાં પડતું ગયું તેમ તેમ તેનાં નીલરત્ન બનતાં ગયાં.

આ રત્નો પાણીમાં ઘસડાતાં ઘસડાતાં તળાવને બીજે કિનારે ગયાં. ત્યાં પરીઓ તારાના તેજમાં રમવા આવી હતી. તેમણે તે જોયાં અને તેમની જે મુખ્ય પરી હતી તેમને તે રત્નો આપ્યાં.

મુખ્ય પરીએ કહ્યું કે મને આવાં એકસો આઠ રત્નો જોઇએ છીએ.. મારે તેની માળા કરીને શંકરની આરાધના કરવી છે. પરીઓ તો બધી પાછી તળાવમાં ગઇ, ને કયાંથી રત્નો આવતાં હતાં તેની તેમણે તપાસ કરી. છેવટે તેઓ શોધતાં શોધતાં પેલો ભમરો પોતાના મિત્રના વિયોગના શોકથી વ્યાકુળ થઈ વિલાપ કરતો હતો ત્યાં આવી પહોંચ્યાં.

પરીઓને ભમરાની બહુ જ દયા આવી, પણ તેને થોડી વાર રડવા દીધો. પછી જ્યારે એકસો ને આઠ રત્નો એકઠાં થયાં ત્યારે તેમણે તેને પૂછયું, “ તું કેમ રડે છે?” તેણે પોતાના મિત્રના સંકટની બધી વાત કરી.

પરીઓને થયું કે નીલકમળ તો છેક સવારે ખુલશે અને ત્યાં સુધી તો આ ભમરો નહિ જ જીવી શકે. માટે કોઇ પણ રીતે કમળ હમણાં જ ખીલે એવું કરવું જોઇએ. તેમણે અંદર અંદર વિચાર કર્યો અને પછી બધાં મુખ્ય પરીપાસે પાછાં ગયાં, અને તેને બોલાવી લાવ્યાં. તે એટલી બધી સુંદર હતી કે તેના તેજથી નીલકમળ ધીમે રહીને ખીલ્યું.

તરત જ પેલો મિત્ર ભમરો મોહિત ભ્રમર પાસે ઉડીને ગયો. પરીનું તેજ નીલકમળને ખીલવવા જેટલું હતું પણ એટલું બધું પ્રકાશમાન નહોતું કે તેના તેજમાં ભમરાથી નીલકમળની સુંદરતા પુરેપુરી દેખાય. એટલે ભમરાનો મોહ ઉતરી ગયો અને પોતાના મિત્ર સાથે તે કિનારે જતો રહ્યો.

પરીઓ તેમને જતા જોઇને પાછી જતી રહી અને અંધારામાં નીલકમળ પાછું બીડાઇ ગયું.



આનંદધારા ]    નીલરત્ન    [ ભાગ ૧લો

તે એટલી બધી સુંદર હતી કે તેના તેજથી કમળ ધીરે રહીને ખીલ્યું.

—પાન ૨

# તીસમારખાં

એક જુના લશ્કરી ખાનદાનના સાહેબજાદા કબીલાની રહી સહી મિલ્કતપર ગુજારો કરતા હતા. બેઠા બેઠા તો ભર્યા ભંડાર પણ ખુટી જાય. મીયાં સાહેબ વળી નસીબના તેજ; એટલે પુરા અચરવાળ હતા. ઘરમાં હાંડલાં કુસ્તી કરે પણ બહાર મીયાં મુછપર લીંબુ ઠરે એવો રૂવાબ રાખતા હતા.

એક રાત્રે બીબીએ મીયાંને ઉધડા લીધાઃ "મીયાં, આમ બેઠે બેઠે જીંદગી કેમ જશે? કાલે સવારે છોકરાં થઈ આવશે. એમને પરણાવવાં પસ્તાવવાં પડશે. કંઇ વિચાર છે! નોકરી બોકરી શોધી કહાડો. મારાથી કંઇ બહાર જવાય છે? નહિં તો તમે ઘર સંભાળો અને હું ધંધો કરૂં.'

ભાષણ લાંબું ચાલ્યું, અને છેવટે મીયાંની બોબડી બંધ થઇ. મીયાંએ સવારે 'બહાણુ' કમાવા જવા કબુલ્યું.

ધર્મના કામમાં વળી ઢીલ શી? બીબીએ કહ્યું, "લો, ચાલો, અત્યારે જ ભાથું કરી આપું. સવાર પહેલી થાય."

બીબી તો ઉઠ્યાં અને ઝટપટ ઢેબરાં કરી નાંખ્યાં. મીયાંને પાછલી રાતના જગાડી, ત્રીસ ઢેબરાં બંધાવી, રવાના કર્યા.

મળસ્કે બીબી દળણું દળવા બેઠાં, એવામાં ઘરની બિલાડી પાસે આવી પજવવા લાગી. બીબીએ એક તો ઉજાગરો કર્યો હતો, અને મીયાં સાથે ધુંધવાયલાં હતાં, એટલે બિલાડીના ગેલથી કંટાળ્યાં. ઉઠીને મીયાંનાં ઢબરાંમાંથી થોડાં છોકરાં માટે રાખ્યાં હતાં તેમાંથી એક કડકો લઈ બિલાડીને નાંખ્યો.

બિલ્લી ખાતાંવેર અમળાઈ પડી, અને પગ ઘસી, સ્વધામ પ્હોંચી ગઇ. બીબી મીયાં માટે ગભરાયાં, અને દળણું જ્યાંનું ત્યાં છોડી મીયાંની શોધમાં નીકળી પડયાં.

ગામનું પાદર મૂકી તરત જ ઝાડી શરૂ થતી હતી. મીયાંની ઉંઘ અધુરી રહેલી, અને મૂળે એદી, એટલે રસ્તાની બાજુમાં કુવો અને ઝાડની ઘટા હતી, ત્યાં પોટલી ઓશિકે મૂકી પોઢી ગયા, અને જોતજોતામાં ઘસઘસાટ ઉંઘી ગયા.

બીબી તો ગભરાયલાં ઝાડીમાં રસ્તે મુંસરાં નીકળી ગયાં. જરા આગળ ગયાં એટલે ધાડપાડુઓના એક ટોળાએ તેમને રોકયાં. જડતીમાં કંઈ નીકળ્યું તો નહિ: છતાં સ્ત્રીને માયા સાથે કાયાનો પણ ભય, એટલે લુંટારૂઓ તેને જકડી પકડી થોડે દૂર પોતાના રહેઠાણે મૂકી આવ્યા.

દરમ્યાન, મીયાં સુતા હતા ત્યાં ઝાડઉપર એક વાંદરો પોતે બેઠા હતા તે ડાળ ખુબ હલાવ્યું. મીયાં ઝબકીને જાગ્યા. ઉપર જોતાં કંઈ દેખાયું નહિં. એટલે કંઇ બલા હશે એમ સમજી મીયાં તો બચકી લઈ ઉભી પૂંછડીએ નાસવા લાગ્યા.

બ્હારવટીઆઓનો એક શિકાર ખાલી ગયો, એટલે બીજાની શોધમાં તેઓ ફરી નીકળ્યા. મીયાનું નાસવું અને ડાકુઓનું ત્યાં આવી પ્હોંચવું, કાગનું બેસવું અને ડાળનું ભાગવું, એ ન્યાયે બન્યું.

બેઉ વ્હેમાયા. મીયાં બેવડી ઝડપે દોડયા, અને લુંટારા પણ ફરી નાઉમેદ ન થવાય માટે દડબડ દડબડ દોડયા.

મીયાં પકડાઈ ગયા. જરા હલકા ભારે થયા, પણ હોય શું કે નીકળે! છેવટે, ફેરો ફોગટ ન જાય માટે ચોરોએ ભાથાની પોટલી પણ ખેંચી લીધી.

દોડી દોડી ભુખ પણ ઠીક લાગી હતી, એટલે ઢેબરાં પણ પકવાનની તોલે ગણ્યાં. ડાકુઓ ત્રીસ અને ઢેબરાં ત્રીસ. વ્હેંચણી બરાબર થઈ.

મીયાં ઉપર ચીડાયલા ડાકુઓ મીયાંને બતાવી બતાવી ઢેબરાં ખાવા લાગ્યા. હજી તો ખાઇ પરવાર્યા ન્હોતા, એટલામાં જ ડાકુઓ અમળાવા લાગ્યા; કેટલાક પાણી માગવા લાગ્યા, કેટલાક ઉલટી કરવા લાગ્યા, અને કેટલાક બેહોશ થઈ જમીનપર ગબડયા. થોડી વારમાં અંક સમાપ્ત થયો; અને તેમના જીવનનો પડદો પડયો.

મીયાં જાણે નવે અવતાર આવ્યા. તેમણે મુએલા ડાકુઓમાંથી કોઇની બંદુક, તો કોઇનો પટ્ટો, તો કોઈનો જમૈયો તફડાવી, પોતે 'સમશેરખાં' બન્યા. પછી પોતાની કંઈ નિશાની મૂકવા, જમૈયા વડે બધા ડાકુનાં નાક કાપી લીધાં, અને જાણે પોતે વાઘ માર્યો હોય તેમ તેડાઈમાં આગળ કુચ કરી.

જરા આગળ જતાં કોઈનો રડવાનો અવાજ સાંભળ્યો. ખાન સાહેબને નવું પાણી ચઢયું હતું, એટલે રડનારની વ્હારે ધાયા.

અવાજની દિશામાં જતાં એક બંધ મકાનમાંથી રૂદન સંભળાયું. વળી, અવાજ કોઈ બૈરીનો લાગ્યો. મીયાંએ ચણિયારૂં ઉતારી બારણું ઉઘાડયું.

બીબી તો મીયાંને જોતાં ગાંડાંઘેલાં થઇ મીયાં ભણી દોડયાં. મીયાં ગભરાયા કે કોઈ ચુડેલ છે! ઘરની બીબી અહિં કયાંથી! એટલે મીયાં તો ઉભી પૂંછડીએ ભાગ્યા! મીયાં બીબીની શરત થઇ! બીબી પાછળ રહી ગયાં, અને મીયાં નજરપાર થઈ ગયા.

મીયાં તો ગામ આવ્યું ત્યારે દોડતા થંભ્યા. ત્યાં એક નાના નવાબનું રાજ્ય હતું. મીયાં નોકરીની ઉમેદે કચેરીભણી વળ્યા.

દરબારમાં ડાકુઓ માર્યા ગયાની ચર્ચા ચાલી રહી હતી. મારનારની બહાદુરીનાં વખાણ થતાં હતાં. મીયાં તો મનમાં ને મનમાં ખુબ ફુલાયા. નવાબ સાહેબે દાંડી પીટાવી હતી કે ડાકુઓના મારનારને ભારે ઇનામ મળશે. તેથી ઘણા 'જંગબહાદુરો' ભેગા થયા હતા.

'મેરે જયસા બહાદર ઔર કૌન હય;' 'જાવ, જાવ, મીયાં! તુમને કભી ચુવા ભી મારા થા!' એમ અંદર અંદર ટપાટપી ચાલતી હતી.

એટલામાં નેકી પોકારાઈ, અને નવાબસાહેબ પધાર્યા. ઈનામના ઉમેદવારો રજુ થયા. નવાબ સાહેબે બધાની હકીકત સાંભળી, ખાત્રીમાં કંઈ નિશાની માંગી. ઉઠંગ ઉમેદવારો ભોંઠા પડયા.

આપણા મીયાં સાહેબે જોયું કે તક બહુ મઝાની છે. પોતાનો સિતારો બુલન્દ લાગ્યો. જરા આગળ આવી, કુરનસ બજાવી, અરજ કરી: 'હુઝુરેવાલા, ડાકુઓંકો મારનેવાલા બંદા ખિદમતમેં હાઝીર હુય; ઔર નિશાની ભી મોજૂદ હુય.'

એમ કહી, પોટલીમાંથી ત્રીસ નાક કાઢી આગળ ધર્યાં. નવાબ સાહેબ અને દરબારીઓ જોઇ રહ્યા. મીયાંની વાહ વાહ થઇ. પણ ડાહ્યા દીવાને શંકા ઉઠાવી. 'બીજા કોઈએ માર્યા હોય અથવા ગમે તે રીતે મરી ગયા હોય, અને મીયાં પાછળથી આવી નાક કાપી લાવ્યા હોય તો!'

નવાબોને કાન હોય છે, સાન હોતી નથી. નવાબ દીવાનની ગાડીમાં બેસી ગયા. મીયાં સાહેબ સાક્ષી કયાંથી લાવે? એટલામાં, મીયાંના નસીબે યારી કરી.

બીબી મીયાંને ઢુંઢતાં ઢુઢતાં કચેરી તરફ આવ્યાં હતાં. એક ખુણામાં કોઈ જુએ નહિં તેમ લપાઇ મીયાંને ખોળતાં હતાં. તક વિચારી, બીબી બોલી ઉઠયાં, 'સાક્ષી હું છું.'

દીવાને નજર દોડાવી, અવાજ પરથી તપાસ કરી, બીબીને બહાર કઢાડયાં. સૌની ખાત્રી થઇ, પણ બીબી ચાલાક એટલે મીયાનું ઓળખાણ ત્યાં તો ન આપ્યું.

મીયાંને શાબાશી મળી, ઇનામ પણ મળ્યું, અને, વિશેષમાં, "**તીસ-માર-ખાં**" નો ઇલકાબ સુણ્યો.

મીયાં-બીબી ખુદા પાકના લાખ લાખ શુકર બજાવતાં ઘેર ગયાં; અને અમન ચમનમાં મોજ કરી.

---

# ઉસ્તાદજી લંબકર્ણ

કુબા કુંભારના લંબકર્ણજી ગધેડા હતા. ઘરડા થયા કે કુંભારે હરેડા મુકયા. ડીફાં ખાઇને તેમની પીઠ રંગાઇ એટલે શહેરમાં જઈ કાંઇ ધંધો કરવા વિચાર કર્યો. સંગીતશાસ્ત્ર એમના જ બાપનું! 'ના હું તો ગાઇશ' વાળા નામદાર એમના જ પિતરાઇ! લંબકર્ણજીની સ્વારી વળી વડોદરાતરફ.

રસ્તામાં મળ્યો એક કુતરો. જમ્બુ કુતરો પૂછે–'કયાં જાઓ છો?' લંબકર્ણ કહે, 'વડોદરે. આપણે ત્યાં જઇને ઉસ્તાદજી થવું છે. ધંધા વગર શાન્તિ નથી.'

કુતરો કહે 'હું આવું?'

લંબકર્ણ કહેઃ 'ચાલને ભાઈ; એકથી ભલા બે. તું એ કયાં ઓછો છો? મૌલાબક્ષ તારા આગળ ખાંડ ખાય!'

કુતરો કહે, 'ચાલો ત્યારે. 'ગામડાંના માણસથી હું યે કંટાળ્યો. આખો જન્મારો નીમકહલાલીથી સેવા કરીને ઘરડે ઘડપણ–જવા દો ને વાત!'

બેઉ જણ જતા હતા ત્યાં બીલાડી મળી. બીલાડી કહે, 'કયાં જાઓ છો?'

બેઉ કહે, 'વડોદરે.'

'હું આવું?'

'ચાલને બાઈ, બેથી ભલાં ત્રણ. તારો રાગ પણ કયાં આછો છે? ઝીણો ને મીઠો મધ જેવો.'

બીલ્લીબાઇ પણ સાથે થયાં.

એટલામાં કૂકડો મળ્યો. તે પૂછે, 'કયાં ચાલ્યા?' સૌ કહે, વડોદરે.

'હું આવું?' 'ચાલને ભાઇ, ત્રણથી ભલા ચાર. તું યે કયાં ઓછો સંગીતશાસ્ત્રવિશારદ છો?'



ચારે જણ વડોદરાને માર્ગે ચાલ્યાં. જતાં જતાં રાત પડી. એક ઝાડ નીચે બંધા યે રાતવાસો રહેવાનું ઠરાવ્યું. લંબકર્ણજી નીચે સુતા. કુતરાભાઈ એક બાજુ પડ્યા. બીલ્લી બખોલમાં પેઠી અને કૂકડાભાઇ ઝાડે ચઢ્યા. ઉંચી ડાળીપર ચઢીને તેણે જોયું તો દૂર એક ઠેકાણે દીવો બળતો જણાયો.

ચારેએ મળી વિચાર કર્યો કે આ કરતાં તે ભલું. ચાલો ને ત્યાં.

સૌ ત્યાં ગયાં. રાત અંધારી હતી પણ ઘરમાં દીવો બળતો હતો. દીવાના તેજમાં ગધેડાભાઈએ જોયું તો ચાર ચોર લ્હેરથી

જમતા હતા. જંગલમાં બ્હાર પડી રહેવા કરતાં અંદર રહેવા મળે તો મઝા પડે એમ ધારી સૌએ એક યુક્તિ કરી. લંબકર્ણજી ઉપર જમ્બુ ચઢયો. તેના ઉપર બીલ્લીબાઈ, ને ટોચે કૂકડો !

કાચની બારીપાસે જઈ ચારેએ પોતાનું સંગીત શરૂ કર્યું અને ઘરપર હલ્લો કર્યો. ખણુણુ કરીને કાચ ભાગ્યો અને 'કવાક' કરતો કૂકડો, 'મ્યાઉ' કરતી બીલ્લી, ને 'વ્હાઉ વ્હાઉ' કરતો જમ્બુ અંદર કૂધાં.

ચોર સમજ્યા કે આ કોઈ ભયંકર રાક્ષસ આવ્યો! એટલે તેઓ મૂઠીઓ વાળીને દોડ્યા. લંબકર્ણજી અંદર ગયા ને બધાયે ખુબ મોજ મારી. મોડી રાતે દીવાબત્તી બંધ કરી ચારે સુઈ ગયાં. કૂકડો સૂતો માળીએ, બીલાડી સૂતી રસોડામાં, જમ્બુ સૂતો આંગણામાં ને લંબકર્ણજી સૂતા ઓરડામાં.

મોડી રાતે દિવો હોલવાયલો જોઈ ચાર ચોરમાંનો એક જણ ધીરે રહીને ઘરમાં પેઠો. ધીરે રહીને રસોડામાં જઈ કાંડી શોધી કાઢી; ને બિલાડીની આંખોને દેવતા ધારી તેમાં કાંડી ચાંપવા ગયો. ત્યાં તો બિલાડીએ કુદીને તેને ન્હોર માર્યા. કૂકડો ઉડયો ને તેનું પાઘડું ખેંચ્યું.

ચોર ગભરાયો ને નાઠો. આંગણામાં જમ્બુ એને પગે કરડયો. મુઠીઓ વાળીને ચોર નાઠો. નાસતાંયે તેને ભોંય ભારે પડી.

પેલા ચારે જણને એ ઘર પસંદ પડી ગયું અને હજી યે તેઓ ત્યાં જ રહે છે ને મઝા કરે છે. તેમના સંગીતના જલસા મેં તો ઘણી વાર સાંભળ્યા છે. તમારે આવવું છે ? લંબકર્ણજીએ તમને પણ નોતરૂં આપવાનું મને ખૂબ ભાર દઈને કહ્યું છે.

૫૪૨૬૭

# મીનકેતુ અને મીનાક્ષી

એક હતો રાજા અને એક હતી રાણી. તેમને છૈયું છોકરૂં કાંઈ નહોતું. પોતાને એકાદ છોકરૂં થાય એવી તેઓ રોજ ભગવાનની પ્રાર્થના કરતાં.

એક દિવસે મહેલમાં માછીમારોએ પુષ્કળ માછલાં આણ્યા. એ માછલામાં એક માછલું જીવતું રહી ગયેલું હતું. રાણીએ રમતમાં તેને એક પાણીના વાસણમાં મૂકયું.

પછી તો જોઈ લો માછલાની કુદાકુદ! તે એવું તો રૂપાળું અને મસ્તીખોર હતું કે રાણીને તે બહુ જ ગમી ગયું. રાણીને છૈયુંછોકરૂં તો કાંઈ હતું જ નહિ; એટલે એ માછલાપર તેને પેટના દિકરાના જેવું વ્હાલ ઉપજ્યું અને તેને ઉછેરવા લાગી. લોકોએ માછલાનું નામ મીનકેતુ પાડયું. રાણીને તો તે આંખની કીકીસમાન વ્હાલું થઇ પડયું. તે તો તેને ખૂબ રમાડતી અને ખૂબ લાડ લડાવતી.

દહાડે દહાડે માછલું તો એવડું મોટું થવા લાગ્યું કે નાના વાસણમાં તો ભાઈસાહેબ સમાય જ નહિ! એટલે રાણીએ તેને એક મોટા વાસણમાં મૂકયું. ત્યાં પણ તે બહુ મોટું થઇ ગયું એટલે રાણીએ કાઢીને એક મોટી પીપમાં પાણી ભરી તેમાં તેને રાખ્યું. પણ માછલાભાઇ તો એવા વધે, એવા વધે, કે જાણે પાણીમાં ચણો વધે!

થોડા દહાડામાં તો પીપ પણ તેને માટે નાની પડી.

રાણીએ મહેલના બગીચામાં એક નાનકડું મજાનું તળાવ તૈયાર કરાવ્યું ને તેના કંચનસરખા નિર્મળા પાણીમાં મીનકેતુને રમતું મૂકયું.

રાણી રોજ તળાવમાં જાય અને માછલાને રમાડે. સારો સ્વાદિષ્ટ ભાત કરીને તેને જમાડે. મમરા ખવરાવે; ધાણી ખવરાવે; ઘઉંના લોટની ગોળીઓ કરીને ખવરાવે; ને ખૂબ મઝા કરે.

એક દહાડો રાણી મીનકેતુને રમાડવા આવી ત્યારે મીનકેતુ કહે, "રાણીજી, અહીં બહુ મઝા છે, પણ એકલાં એકલાં તે મારો દહાડો કેમ જાય ? મારે માટે તમે એક વહુ ન લાવી આપો ?"

રાણી કહે, "ઓહો ! એમાં તે શું મોટી વાત ? તને રૂપાળી રતન જેવી વહુ લાવી આપું."

રાણીએ તો ચારે બાજુ નોકર ચાકરો દોડાવ્યા. વહુને માટે તપાસ કરાવી. પણ રાણીનું ગમે તેટલું માનીતું પણ આખર કરે ને તો માછલું જ કની ? તેને તે કોણ પોતાની દીકરી દે ? કોઇએ પણ તેને કન્યા ન આપી.

રાણી તો મુંઝાઇ. પણ એમ એ હારી ખાય એવી ઓછી જ હતી ! સોના રૂપાના થેલા ને થેલા આપવાની લાલચ આપીને તેણે પોતાના દત્તક દિકરામાટે ફરીથી કન્યાની શોધ શરૂ કરાવી.

દૂર દેશાવરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પહેલી વારની બૈરી મરી ગયેલી હતી અને બીજી વારનો તે પરણેલો હતો. પહેલી બૈરીની એક રૂપાળી રતનજેવી કન્યા હતી. નવી બૈરીને એ છોકરી આંખમાં પડેલી કણીની માફક ખુંચતી. પુષ્કળ ધનની લાલચે એ લોભી સ્ત્રીએ તે સાવકી દિકરી મીનકેતુ સાથે પરણાવવાની હા પાડી અને તે છોકરીને ત્યાં મોકલી દીધી.

છોકરીનું નામ હતું મીનાક્ષી. માછલાને પરણવાની વાત સાંભળીને તેના દુઃખનો તો સુમાર ન રહ્યો. રસ્તામાં એક નદીના કિનારે બધાંએ મુકામ કર્યો હતો, ત્યારે મીનાક્ષી છાતીફાટ રડવા લાગી. તેના રડવાના અવાજથી નજીકના દરમાં રહેતો એક મોટો સાત ફેણાવાળો કાળો નાગ ત્યાં આવ્યો.

મીનાક્ષીની હકીકત સાંભળી તે બોલ્યો—"બેટા, ગભરાઈશ નહિ. આ માદળીયુ તને આપુ છું તે લે. જ્યારે તારો વર પરણ્યા પછી તારી પાસે આવે ત્યારે આ માદળીયું તેનાઉપર ફેંકજે, એટલે તે માણસ બની જશે. તે કાંઈ ખરેખરો માછલો નથી; પણ એક અપ્સરાએ તેના અપરાધને લીધે શ્રાપ આપી તેને માછલો બનાવ્યો છે. જા બેટા! મારો આશીર્વાદ છે, કે તું સુખી થઈશ."

મીનાક્ષી તો માદળીયું લઇ રાણીના નોકરો સાથે ગઈ.

મીનાક્ષીને જોઇને રાણીનો હરખ તો માય નહિ. એવી રૂપ રૂપની પૂતળી જોઈ કોને આનંદ ન થાય? તળાવની પાળે પાણીને અડતી એક નાનકડી ઓરડી રાણીએ કરાવી હતી, અને તેને હીરા મોતી માણેક રત્નો તથા બીજા કિમતી રાચરચીલાથી સારી રીતે શણગારી હતી.

મીનાક્ષીને એક છાબડીમાં બેસાડીને તે ઓરડીમાં મોકલી. પછી માછલું ઓરડી નજીક ઉભું રહ્યું. રાજમહેલમાંથી રાજગોર આવ્યો. તેણે વરકન્યાનો હસ્તમેળાપ કરાવ્યો. મીનકેતુ અને મીનાક્ષીનાં લગન થયાં. માછલું માણસની છોકરી સાથે પરણ્યું!

રાણી તો ખુશી થતી જાય અને આમતેમ ફરતી જાય. ગરિબો, બ્રાહ્મણો, ભાટચારણો, દાસદાસીઓ, ગામેગામને રાણીએ દાન આપ્યાં. રાજમહેલમાં મોટી જાફત ઉડી. ચારે બાજુ ધામધુમ મચી રહી.

રાત પડી. બધાં સુઇ ગયાં. તળાવની પાળે પોતાની ઓરડીમાં મીનાક્ષી ગભરાવા લાગી. હવે માછલું શું કરશે? તેને ખાઇ જશે તો? નાગદેવતાનું માદળીયું સાચું નિવડશે? એમ ને એમ ચિંતામાં મીનાક્ષી બેઠી હતી, ત્યાં પાણીમાં ખળભળાટ થયો, અને મીનકેતુ ઓરડીની નજીક આવતો દેખાયો.

મીનાક્ષીએ ભગવાનનું નામ લઇને તરત જ પેલું નાગદેવતાનું માદળીયું મીનકેતુઉપર ફેંક્યું. હવે શું થશે એ વિચારમાં આંખો મીંચી દીધી.

અને ખરેખર જ ત્યાં મોટો ચમત્કાર થયો. મીનાક્ષીએ થોડી વાર પછી આંખ ઉઘાડી, તો માછલું ત્યાં મળે જ નહિ. તેની જગ્યાએ પોતાના ખંડમાં એક રૂપાળો રાજકુમાર હસતો હસતો મીનાક્ષી તરફ આનંદથી જોતો ઉભો હતો. મીનાક્ષીના સુખની તો હવે સીમા જ ન રહી. બન્ને જણાં વાતોએ વળગ્યાં.



બીજે દિવસે સવારે રાણીને અને શહેરના તમામ લોકને ખબર પડી ગઈ કે માછલું તો ખરેખર એક રાજકુમાર હતો, અને મીનાક્ષીનું તો નસીબ જ ઉઘડી ગયું હતું.

રાણી તો પોતાના દિકરાને વ્હાલથી ભેટી પડી. વરવહુનાં ઓવારણાં લીધાં; અને રાજમહેલમાં એક વિશાળ ખંડમાં તેમને રહેવાની ગોઠવણ કરી આપી.

મીનકેતુ અને મીનાક્ષી મોજમાં રહે છે, ખાય છે, પીએ છે અને મઝા કરે છે. મીનાક્ષીની સાવકી માએ જ્યારે આ વાત જાણી, ત્યારે તે મીનાક્ષીને મળવા આવી. મીનાક્ષી ભોળી અને ભલી હતી. વેર ઝેરમાં તો તે સમજતી જ નહોતી. તેણે તો પોતાની સાવકી માને હરખથી આવકાર આપ્યો, પુષ્કળ ધન આપ્યું, વસ્ત્રો આપ્યાં; ઘરેણાં આપ્યાં; અને તેની સાથે હળી મળીને રહેવા લાગી.

એમ ને એમ બહુ દહાડા વહી ગયા. મીનાક્ષીને પોતાના બાપને મળવાની બહુ હોંશ હતી. મીનકેતુને તેણે એ વાત કરી. મીનકેતુ દિલગીર થયો. પોતાની વ્હાલી રાણીવગર તેને કેમ ગમે? પણ ના પણ કેમ કેહેવાય? તેણે કચવાતે મને રજા આપી, પણ મીનાક્ષીને કરગરીને કહ્યું કે તું વ્હેલી પાછી આવજે.

મીનાક્ષીને પણ ક્યાં વધારે દહાડા રહેવું હતું? તેણે ખુશીથી હા પાડી અને ગઈ.

મીનાક્ષીને જોઈને તેનો બાપ બહુ ખુશી થયો. બાપ દિકરી એક બીજાને હેતથી ભેટયાં ને થોડાક દિવસ મીનાક્ષી ત્યાં રહી.

પણ તેની સાવકી મા બહુ ભુંડી હતી. મીનાક્ષીનું સુખ તેનાથી જોયું જતું નહોતું. તેને મીનાક્ષીથી સ્હેજ નાની દીકરી હતી. તે ગરીબ રહે અને મીનાક્ષી રાણી થાય એ તેનાથી કેમ સહ્યું જાય? તેણે એક તરકટ રચ્યું.

પોતાની સગી દિકરીને સમજાવીને તેણે મીનાક્ષીનો ઘાટ ઘડવાની ગોઠવણ કરી. તે છોકરી પણ માના જેવી જ ભુંડી હતી. તે મીનાક્ષીને ગામ બહાર નદીની પાળે લઇ ગઈ.

વાતોમાં ને વાતોમાં તેણે મીનાક્ષીનાં બધાં ઘરેણાં જોવાને બ્હાને પ્હેરી લીધાં. પછી મીનાક્ષીને માર્યો ધક્કો ને નાંખી દીધી નદીના પાણીમાં! બિચારી મીનાક્ષી વહેતાં પાણીમાં તણાવા લાગી.

પણ જેને રામ રાખે તેને કોણ ચાખે?

પાણીમાં પેલો સાત ફણાવાળો કાળો નાગ ફરતો હતો તેણે મીનાક્ષીને દીઠી. પોતાની ફેણો તેણે મીનાક્ષીના શરીરે વીંટા લીધી ને ફુલની જેમ તેને બહાર કાઢી પોતાના નદીકિનારાના એક મોટા દરમાં તે મીનાક્ષીને લઇ ગયો.

નાગનું એ દર એટલે જાણે એક નાનકડો પાતાળપુરીનો મહેલ જ સમજી લેવો. હીરા, મોતી, માણેક, પરવાળાં, પન્ના, પોખરાજ, સોનું, રૂપું, મણી વીગેરેથી તે ઝગઝગ થાય. દોલતનો ત્યાં સુમાર જ ન મળે. ખાવા પીવાની તો ત્યાં બસ લીલાલ્હેર જ સમજવી.

નાગ નાગણ તથા એમનાં છોકરાંઓએ મીનાક્ષીને હેતભર્યો આવકાર આપ્યો. સંસાર વહેવારનાં ખરાબ મનવાળાં માણસોના જુલમથી હારી થાકી ને કંટાળી ગયેલી દુઃખી મીનાક્ષી ત્યાં રહી. દિવસ પર દિવસ જવા લાગ્યા.

તમને એક વાત કહેવાની રહી ગઈ. તે એ કે મીનાક્ષી જ્યારે તેના બાપને મળવા ગયેલી ત્યારે તે ભારેપગી (સગર્ભા) હતી.

દસ માસ પુરા થયા એટલે તેણે નાગને ત્યાં એક રૂપરૂપના અંબાર જેવા અને બહુ જ તેજસ્વી રાજકુમારને જન્મ આપ્યો. તેનું નામ કુમાર પાડયું.

એકલી અને પોતાના પતિવગર ઝુરતી મીનાક્ષીને હવે બહુ જ આનંદ થયો. કુમાર આખા ઘરનો લાડકો હતો. તે એવો તો રૂપાળો, હસમુખો ને મોજીલો હતો કે સઉ તેને બોલાવે, હસાવે, રમાડે, ગીતો ગાય અને મઝા કરે.

હસતાં છોકરાં કોને ન ગમે? રડતાં છોકરાંને તો કોઈ બોલાવે પણ નહિ.

પેલો નાગ તો બાળકને પોતાના શરિરપર સુવાડી પોતાની ફણા તેના ઉપર છત્રની માફક ધરે. કુમારને તો એવી મઝા પડે કે તે તો બસ એમ સુઈ જ રહે!



આ બાજુએ મીનાક્ષીની સાવકી માંએ પોતાની સગી દિકરીને મીનાક્ષી જેવાં કપડાં ને દાગીના પહેરાવ્યાં અને તેને મીનકેતુની

પાસે મોકલી. મીનાક્ષી જેવાં કપડાં ને દાગીના હતા પણ મીનાક્ષીના જેવો નમ્ર ને માયાળુ સ્વભાવ, આંખ ઠારે એવું દેવતાઈ રૂપ અને સ્નેહ તે છોકરીમાં કયાંથી હોય ? એટલે રાજકુમારે તો તરત જ તરકટ પકડી કાઢયું ને તે છોકરીને કાઢી મૂકી.

મીનાક્ષીની સાવકી માને આ બાબતની ખબર પડતાં તે તરત જ નાસી ગઇ. બીચારા મીનકેતુને ખબર ન પડી કે મીનાક્ષી કયાં ગઇ હશે.. તે એકલો ને એકલો ઝુરવા લાગ્યો ને દિલગીર રહેવા લાગ્યો.

નાગના ઘરમાં મીનાક્ષીનો કુમાર દહાડે દહાડે મોટો થવા લાગ્યો. અજવાળીઆમાં ચાંદાની કળા ખીલે તેમ કુમારનું રૂપ દિન પર દિન ખીલવા લાગ્યું.

આમ બહુ દહાડા વહી ગયા એટલે મીનાક્ષીને પોતાને ઘેર જવાનું મન થયું. રાજકુમાર પોતાને માટે શું ધારતો હશે ? તેને એકલાં કેમ ગમતું હશે ? કુમારને જોઇને તેને કેવી મઝા પડશે ? એવી એવી બાબતોનો મીનાક્ષી રોજ વિચાર કરવા લાગી.

પણ નાગે તેને કહ્યું, "બ્હેન, તારો વર જો તને શોધતો શોધતો અહીં આવશે, તો તને હું ખુશીથી મોકલીશ; પણ તે શિવાય તને દુઃખી થવા કાજે હું જવા નહિ દઉં. તું બહુ જ રાંક ને ભોળી છે. સંસાર વ્હેવારનાં કુડકપટથી અજાણી છે. ધગધગતા ઉનાળાના તાપમાં જેમ કુમળું ફુલ કરમાઈ જાય તેમ તું એકલી દુઃખી થઇશ. ભગવાન સૌ સારાં વાનાં કરશે. ધીરજ રાખ, ને કુમારને મોટો કર."

મીનાક્ષીએ નાગનું કહ્યું માન્યું; પણ તેના જીવને મીનકેતુ વગર ગોઠતું નહોતું.

એક દિવસ નાગના ઘર પાસે એક રમકડાવાળો ભાતભાતનાં રમકડાં લઇને વેચવા આવ્યો. કુમારની માગણીથી મીનાક્ષીએ તેને પુષ્કળ રમકડાં રમવાને માટે અપાવ્યાં.

પણ કુમાર તો તોફાની હતો! બીજે દિવસે બધાં રમકડાં તેણે ભાંગી તોડીને ફના મુકામ કરી નાખ્યાં. રમકડાંવાળો ફરીથી આવ્યો ત્યારે તેની પાસેથી બીજાં રમકડાં લઈ આપવા પોતાની માને કહ્યું.

નાગને ત્યાં કયાં પૈસાની ખોટ હતી કે કુમારને કોઇ એ ના પાડે? કુમારને બીજાં રમકડાં મીનાક્ષીએ અપાવ્યાં. એમ રોજ કુમાર નવાં રમકડાં લે. રમકડાંવાળાને તો ખરો તડાકો પડવા માંડયો.

મીનકેતુએ પોતાની વ્હાલી રાણી માટે તપાસ કરવામાં જરાકે બાકી નહોતી રાખી. ગામેગામ ને શહેરેશહેર તેણે તપાસ કઢાવી પણ કાંઇ જ પત્તો ન મળ્યો. ઢંઢેરો પીટાવ્યા, મીનાક્ષીને શોધી લાવનાર માટે ઈનામો જાહેર કર્યાં, પણ બધું નકામું. જંગલે જંગલ મીનકેતુ શિકાર કરવા જતો કે જેથી મીનાક્ષીની કાંઇ ભાળ મળી શકે. પણ તેની બધી મહેનત ફોકટ નિવડી.

આખરે એક દિવસ ઓચિંતો પેલો રમકડાંવાળો મીનકેતુને મળી ગયો. તેની સાથેની વાતચીત ઉપરથી મીનકેતુને તપાસ કરવાનું મન થયું ને તરત જ તે નાગના ઘરતરફ ગયો.

ત્યાં તેણે મીનાક્ષીને જોઈ. બંને મળ્યાં ને એક બીજાને ભેટ્યાં. મીનાક્ષી તો પોતાના પતિને મળવાથી આનંદને લીધે

આંખમાંથી હરખનાં પુષ્કળ આંસુ સારવા લાગી. શરમાતાં શરમાતાં તેણે કુમારને મીનકેતુના હાથમાં મૂકયો.

કુમારને જોઇને મીનકેતુના હરખનો પાર જ ન રહ્યો. છેવટે નાગની રજા લઇ, તેને પગે લાગી, મીનકેતુ ને મીનાક્ષી કુમારને લઇને પોતાના રાજ્યમાં ગયાં.

નાગે દુ:ખી જીવે મીનાક્ષીને રજા આપી કારણ મીનાક્ષી ઉપર તેને બહુ જ વ્હાલ હતું. મીનાક્ષીએ પણ આંસુભીની આંખે નાગની ને તેના કુટુંબની રજા લીધી.

નાગે મીનાક્ષી અને કુમારને ધનના ઢગલા આપ્યા. દાગીનાના ડુંગર તેમની સાથે મોકલ્યા. મીનાક્ષી લીલાલ્હેર ભોગવવા લાગી.

અને પછી તો મીનાક્ષી મીનકેતુ અને કુમારે ખાઇ પીને મોજ કરી, તે વગર બીજું શું કહેવાનું બાકી રહે છે?

---

# સારંગીવાળો

વિન્ધ્યાટવીના હમણાં જ જીતાવા માંડેલા પ્રદેશ પર પોતાની સત્તા જમાવવા અજયગઢના બળવાન મહારાજા અજયસિંહે કિલ્લાઓની એક હારમાળા બંધાવવી શરૂ કરી હતી.

તેમાંના એક રાયગઢના અભેદ્ય દુર્ગની ચોતરફ એક ભયંકર અરણ્ય આવી રહેલું હતું. શોધ્યો માર્ગ પણ જડે નહિ એવી વૃક્ષકુંજમાં વિરંચી નામનો બાળક એકલો ઘુમી રહ્યો હતો.

એ બાલ સારંગીવાળાનું હૃદય અત્યારે ભરાઈ આવ્યું હતું. રણસંગ્રામમાં એનો બાપ હોમાઇ ગયો હતો. એનું ઘર ખેદાન મેદાન થઇ ગયું હતું. એને એક ઠામથી બીજે ઠામ ભટકી ખાવા વારો આવ્યો હતો. સ્વદેશના વીર જનોનાં જયગાન પોતાની નાજુક સારંગીપર છેડી તે ખાવા જેટલું મેળવતો. લોકો એનાં ગીતો આનંદથી સાંભળતા.

વિરંચી દિલગીર થયો હતો એમાં કાંઇ નવાઈ ન્હોતી. એની જન્મભૂમિનું શું થવા બેઠું હતું, એનો વિચાર કરતાં એનું લોહી ઉકળી આવતું. સામાન્ય વસતિમાં તે રહેતો. સામાન્ય લોકો પેઠે તે ઉંડું સમજતો નહિ. પોતાના જ સરદારો અંદર અંદર કેવી રીતે લડી મરતા તેનો તેને ખ્યાલ ન્હોતો. એક જ સત્તાધીશના રાજ્યથી દેશમાં કેવી રીતે શાંતિ પ્રસરશે ને આબાદી વધશે તે તેના કળ્યામાં

ન્હોતું આવતું. પોતાનો દેશ બીજાને હાથ જતો એટલો જ માત્ર વિચાર તેને સતાવતો.

એને એમ જ થતું કે અજયગઢનો મહારાજા તો એમના દેશને લુંટવા આવ્યો હતો. ત્રાસ વરતાવતો હતો. પોતાને ગુલામ બનાવી સ્વતંત્રતા ઝુંટવી લેવા ચાહતો હતો.

વિરંચીએ થોડા દિવસ પ્હેલાં જ રાજાને જોયા હતા. સાથે મહારાણી ને કેટલાંક છોકરાં પણ હતાં. એ જંગલી પ્રદેશમાં તેઓ થોડોક વખત રહેવા આવ્યાં હતાં. લોકો તેમને ઓળખે ને એમના ઉપર ભાવ રાખતાં શીખે એવી તેમની ઇચ્છા હતી. એમ કહેવાતું કે મહારાણી ને છોકરાંઓ જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં સર્વને અતિશય વ્હાલાં લાગતાં; કારણ તેઓ ઘણાં જ માયાળુ હતાં.

એ બાલકે મહા બળવાન મહારાજાને પણ જોયા હતા. એમના સામન્તોમાં એ તુરત જ પરખાઇ આવતા. એ ઉંચાઇમાં અનુપમ હતા. એમની આંખો ગરૂડના જેવી ચમકતી. એમની છાતી સિંહસમી શોભતી. ડુબતા દિલે એ બાલક એમને જોઇ રહ્યો હતો, કારણ કે એ રાજસિક મુખારવિન્દમાં એને વિજેતાની ગર્વગંભીર છાયા જણાતી.

"એની સામે કેમ થવાશે ? એના હાથમાંથી આપણી જન્મભૂમિ શેં છોડાવાશે ?" બાલક મનમાં જ બોલી ઉઠયો હતો. અત્યારે અરણ્યમાં ભટકતાં પણ એને એ જ ભણકાર થતા. "આપણા કેટલાક સરદારો કયારનાય એમને જઇ મળ્યા છે. અર્ધા સરદારો સંગ્રામ ચાલુ રાખવા રાજી નથી. અરેરે ! એવી મહાન સત્તા આગળ આપણે શું કરી શકીએ ?"



આનંદધારા ] **સારંગીવાળો** [ ભાગ ૧લો

એકાએક વિરંચી થંભી ગયો.

—પાન ૨૦

એકાએક વિરંચી થંભી ગયો. ત્યાંના દેખાવે એનું લોહી વહેતું ઘડીક અટકી ગયું. એનો શ્વાસ રૂંધાવા લાગ્યો. આવા ડુંગરાળ પ્રદેશમાં એવા દેખાવો ઝાઝા નજરે પડતા. શત્રુના સૈનિકોથી ત્રાસી કેટલાંય કુટુંબો નાસી છુટયાં હતાં. તેઓ મૃત્યુ આગળ પર્વતના ત્રાસને સત્કારતાં. પરંતુ શત્રુના હાથમાં પડવા રાજી ન્હોતાં.

એક નાનકડો બાલક ત્યાં પડયો હતો. જાણે નિદ્રાધીન ન થયો હોય! કદાચ મરી પણ ગયો હોય! જંગલી અથડામણો જેવી તેવી નથી હોતી. એનું મ્હોં ન્હોતું દેખાતું. છતાંય વિરંચીએ એના સુવર્ણા વાળ જોયા. એનો પોશાક સાદો હતો, પરન્તુ અસાધારણ હતો. કપડું ઘણું જ મૂલ્યવાન જણાતું. પ્હેલાં તો વિરંચીને લાગ્યું કે કોઈ રડયા ખડયા ખેડુતનું એ ભુલું પડેલું કોઇ બાળક હશે. ભૂખ ને ટાઢથી મરી ગયું હશે.

સારંગી પીઠ પર ભેરવી વિરંચીએ એ નાનકડા બાલકને ઉંચકયો. એનું મોઢું ફીકકું પડી ગયું હતું. એનાં નેત્રો ભીડાયલાં હતાં. એકાએક આશ્ચર્યની રાડ નાંખી, બાલકને પડતું મૂકી તે ક્ષણભર પાછો હઠી ગયો.

એક પળ વાર એનું મ્હોં પણ પેલા બાલકની પેઠે જ ફીકકું પડી ગયું. એ કુમળા અવયવોને તે પિછાની શકયો હતો. રાજવૈભવ એના અંગેઅંગ ઉભરાતો.

એ જ રાજકુમાર અજીત. રાજા અજયસિંહનો એકનો એક પુત્ર. સામ્રાજ્યનો એકપૂરો વારસ. અનેક સુન્દર બ્હેનોનો એકલવાયો વીરલો.

રાજાના દુઃખની વાતો વિરંચીએ સાંભળી હતી. એના પ્હેલા બે કુંવરો મૃત્યુ પામ્યા હતા. ત્રીજા કુંવરને પણ એ જ દર્દનાં

ચિહ્નો જણાવા લાગ્યાં હતાં. પરંતુ અજયગઢની આશા—એ બાલ કુમાર—આમ જંગલમાં ક્યાંથી આવી ચઢયો ? એના સાથીઓ ક્યાં જતા રહ્યા હશે? એ બધા વિચાર કરવા વિરંચી ન રોકાયો. એને તો માત્ર એક જ વિચાર આવ્યો. હું એને જો અહીં જ પડી રહેવા દઇશ તો તે મરી જશે. વિન્ધ્યાટવીનું વેર વળશે. કારણ કે અજય સિંહને બીજો એક પણ પુત્ર નથી.

એકાદ ઘડી તો એ વિચારે એટલી જડ ઘાલી કે તે દુર કરવો મુશ્કેલ થઈ પડયો. સારંગીવાળો પાછો ફર્યો. થોડાંક પગલાં ગયો પણ ખરો.

પણ તુરત જ તેને એક બીજો વિચાર આવ્યો. બિચારો બાલક મરી જશે! ભોંય પડેલા બાલકને લેવા તે દોડયો. પોતાના હાથમાં તેને ઉંચકી લીધો; ને તેની સારવાર કરવા મંડી પડયો.

એના હાથ પગ મસળ્યા. છાતી સરસો દબાવ્યો. પોતાના શરીરની ગરમીથી એની શરદી કદાચ દુર થાય. દશેક પળમાં જ એ બાલકુમાર હાલતો જણાયો. એનાં બીડાયલાં પોપચાં સ્હેજ ઉઘાડયાં.

"શું છે? આપણે ક્યાં છીએ? તમે કોણ છો?"

વિરંચીએ રાજકુટુંબને સૈનિકોની સુધરેલી ભાષામાં જવાબ વાળવા પ્રયત્ન કર્યો. "મારૂં નામ વિરંચી. આ જંગલમાં બેભાન પડેલા મેં તમને જોયા. તમને હું તમારે ઘેર દુર્ગમાં લઈ જઈશ. આમ જંગલમાં રહેવું તમને ટાઢથી ઘણું જ આકરૂં લાગશે."

"હું તો આમ નાસી આવ્યો હતો. મારી બ્હેન જયા ને હું રમતાં હતાં. અમારા સાથીઓથી ઘણી એ વાર અમે દૂર જતાં

રહીએ છીએ. પણ આ વેળાએ તો હું ભૂલો પડયો. મને થાક લાગ્યો હતો. ટાઢ પણ એટલી પડી! મારે જરા આડા થવું પડયું. હું ઉંઘી ગયો. મારાં માણસો મને શોધી ન શકયાં એ અજાયબજેવું છે."

"આ જગ્યા શોધી કાઢવી મુશ્કેલ છે. પણ મને રસ્તો ખબર છે. જુઓ આ સારંગી અહીં મૂકી હું તમને ખભે બેસાડી બ્હાર લઈ જઇશ."

"કેવું સારૂં! મઝા પડશે; નહિ?" નાનો બાલકુમાર આનંદમાં આવી બોલી ઉઠયો. જરા મધુરૂં હસતો બોલ્યો: "તારી સારંગી આપણે મંગાવી લઇશું. તું વગાડજે ને હું સાંભળીશ. પણ જો હવે આપણે ઘેર જવું જ જોઇએ."

એની આંખો ઘેરાયલી હતી. મહા મહેનતે તે ઉઘાડી રાખી શકતો. વિરંચીએ એ બાલકુમારને ખાંધે ઉંચકી લેવામાં જરા ય વાર ન લગાડી. અને તે એટલો તો હલકો લાગ્યો! પોતાની સારંગી એ જ ઠેકાણે મૂકી તે બહાદુરીથી ભૂલભૂલામણીભર્યા રસ્તાઓમાં થઈ ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યો. રાયગઢ સામે જ દેખાતો હતો.

એ જ વેળાએ ચોતરફથી અવાજ સંભળાવા લાગ્યો. રણશીંગાં ફુંકાયાં. તુરત જ એક ઘોડેસ્વાર ત્યાં ધસી આવ્યો. એનો ઘોડો ઘણો જ તેજદાર હતો. એનું મ્હોં ફીકકું પડી ગયું હતું. એના વદનમાં ચિંતા ને ભય પરખાતાં. રાજપોશાકને બદલે સાદો પોશાક પહેરેલો હતો, તો ય વિરંચીએ એને મહારાજા અજયસિંહ તરીકે નજર પડતાં જ પિછાની લીધો. પોતાના ખોવાયલા પુત્રની તપાસમાં બિચારો જંગલે જંગલ ખુંદી વળ્યો હતો.

રાજકુમારને એકદમ હાથમાં લઈ રાજા ઘોડાપરથી સહેજ નીચો નમ્યો ને વિરંચીની વાત પૂરેપૂરી સાંભળી. થોડા જ શબ્દોમાં તમામ વિગત મળી ગઈ. પાસે આવી પહોંચેલા સેવકો તરફ ફરી મહારાજાએ હુકમ કર્યો:

"આ બાળકની સારંગી લઇ આવો. અને એને રાજમહેલમાં લઇ આવજો. મહારાણી એને જોઇ રાજી થશે. જુઓ, એની બરાબર સંભાળ રાખજો."

એ પ્રમાણે બાલસારંગીવાળો વિરંચી મહારાજાનો કુટુંબી થઇ પડયો. નાનો રાજકુમાર એને મૂકી કહીંએ જતો નહિ. માંદગીમાં એને પાસે બેસાડી સારંગી સાંભળ્યા કરતો. એના ગામડાની વાતો અપૂર્વ રસથી સાંભળતો.

નાની રાજકુમારીઓનું પણ વિરંચીપર એટલું જ હેત હતું. અજીતકુમાર દરરોજ તેના પિતાજીને કહેતો–"પિતાજી! વિરંચીના ઉપર હંમેશાં કૃપા રાખજો. એણે જંગલમાંથી મારો જીવ બચાવ્યો હતો. હું એને ચાહું છું."

# બ્રાહ્મણ અને વાઘ

એક હતો બ્રાહ્મણ વટેમાર્ગુ. એક ગામની ભાગોળે તેણે વાઘને પાંજરામાં પુરેલો જોયો.

વાઘ કહે:—"મહારાજ ! મને લોકો ભૂખે તરસે મારી નાખે છે. જરાક બહાર કાઢો. હું પાણી પીને પાછો પુરાઇશ."

બ્રાહ્મણ કહે, 'ના રે ભાઇ, તું મને ખાઈ જાય.'

વાઘ કહે, 'નહિ ખાઉં, દયાનિધિ.'

બ્રાહ્મણે વાઘને બહાર કાઢયો.

વાઘ કહે, 'હવે તો તને ખાઈ જાઉં ને પછી પાણી પીઉં !'

બ્રાહ્મણ કહે, 'રાખ. આપણે પાંચ જણને પૂછીએ. પંચ ત્યાં પરમેશ્વર. જો બધા કહે તો મને ખાઈ જજે.'

વાઘ કહે, 'ભલે.'

પછી તેમણે વડને પૂછયું. 'વડ રે વડ ! ન્યાય કર.'

વડ પૂછે, 'શાનો ન્યાય ?'

બ્રાહ્મણે બધી વાત કહી, એટલે વડ કહે, 'માણુસ ઘણું ખરાબ પ્રાણી છે. મારી નીચે બેસી મને જ કાપવા ફરે છે. માટે વાઘ ભલે માણુસને ખાઈ જાય !'

વાઘ કહે, 'ખાઉં.'

બ્રાહ્મણ કહે 'રાખ, હજી બીજા ચારને પૂછીએ.'

પછી મળ્યો ઘોડો. ઘોડાને વાત કહી એટલે તે કહે, 'માણસ ઘણું ઘાતકી પ્રાણી છે. મને ચાબુક મારીને ખુબ દોડાવે છે. માટે વાઘ ભલે માણસને ખાઇ જાય!'

વાઘ અધીરો થયો, પણ બ્રાહ્મણે વાર્યો.

હવે આવ્યો કુતરો. કુતરો કહે 'માણસ અને તેમાં યે બ્રાહ્મણ તો ઘણા જ ખરાબ. તે મને અડકતા પણ નથી અને ઘણો ત્રાસ દે છે, માટે વાઘ ભલે ને એને ખાઈ જાય!"

એવામાં એક હરણ મળ્યું. હરણ કહે, 'માણસ મારો શિકાર કરે છે, માટે વાઘ ભલે એને ખાઈ જાય!'

વાઘને ધીરજ ન રહી; પણ બ્રાહ્મણે કહ્યું, 'હજી એક જણને પૂછવાનું બાકી છે; પછી ભલે તું ખાઈ જા.'

સામેથી આવ્યું શિયાળ. તેને બધી વાત કહી; એટલે ભારે-ખમ થઈ ડોકું હલાવી તે કહે, 'નારે ભા; એમ તે કાંઇ ન્યાય થાય? મને તમારી જગ્યા બતાવો.'

બધા ગયા પાંજરા પાસે. શિયાળ પૂછે, 'મહારાજ તમે ક્યાં ઉભા હતા?'

બ્રાહ્મણ કહે, 'આમ.' એમ કહીને પોતે ઉભેલો તેમ ઉભો.

પછી વાઘને કહે, "તમે ક્યાં હતા?"

એટલે વાઘ કુદીને પાંજરામાં પેઠો.

પાછું શિયાળ પૂછે, 'બારણું ઉઘાડું હતું કે બંધ ?'



વાઘ કહે, 'બંધ, ને આંકડી મારેલી હતી.'

શિયાળે બારણું બંધ કર્યું અને આંકડી મારી; અને કહ્યું, 'આમ જ ને ?'

વાઘ કહે, 'હા.'

પછી ધીરેથી શિયાળ બોલ્યું, 'હવે ન્યાય થઈ ગયો. મહારાજ! તમે તમારે રસ્તે પડો; અને વાઘજીભાઈ! તમે કૂટો માથું ને કાઢો ડોળા. તમારા ડોળાથી કોઈ બ્હીવાનું નથી. પેલા બિચારાએ તમને કાઢયા તેનો તમે સારો બદલો આપતાંતા! ખરૂં ને.

# કાજી સાહેબનો ન્યાય



એકવાર દિલ્હીનો અકબર બાદશાહ સવારના વખતે દરબાર ભરીને બેઠો હતો. મોજમઝાની આનંદદાયક વાતો ચાલતી હતી. દરબારમાં અમીર, ઉમરાવ, સરદારો, હિંદુ પંડિતો અને કાજીઓ વિગેરે હાજર હતા.

તે વખતે મુસલમાન ન્યાય આપનારા 'કાજી' કહેવાતા. તેઓ હમેશાં પ્રજાને સાચો ન્યાય આપતા નહોતા. જે કોઇ કાજી સાહેબનું ખિસ્સું રૂપીઆથી તર કરતું તેના તરફ જ ન્યાયનું ત્રાજવું ઢળી પડતું ! આ તેમની કળા અકબર બરાબર જાણતો હતો. બાદશાહ અકબરે એટલા જ માટે ત્યાં બેઠેલા એક કાજી તરફ કટાક્ષ કરીને પોતાના મુખથી જ નીચે પ્રમાણેની વાર્તા શરૂ કરી.

બાદશાહે કહ્યું, કાનપુરમાં અમારા જે કાજી સાહેબ રહે છે તે ન્યાય આપવાના કાર્યમાં જબરા એક્કા છે. તે જ્યારે ઇન્સાફની ગાદીપર બેસે છે ત્યારે સાતમે આકાશેથી ફીરસ્તા પણ ઉતરી આવી ખુશ બની તે જોઇ રહે છે.

એક વાર એ કાજીસાહેબની પાસે મરઘી ચોરવાનો એક મુકર્દમો આવ્યો. એટલે કાજીસાહેબે જે મહોલ્લામાંથી મરઘી ચોરાઈ હતી તે મહોલ્લાના બધા પુરૂષોને લાવીને દરબારમાં હાજર કર્યા.

ઈન્સાફ અપાય તે પહેલાં જ કાજીએ એક માણસના માથા પર મરઘીનું પીછું લાગેલું જોયું! ખલાસ! પછી શોધ કરવાની બાકી જ કયાં રહી?

કાજીસાહેબ ખુશ થતા બોલ્યા; "જુઓ ખુદાની મહેર. તપાસ કરવા વગર જ ચોર પકડાઇ ગયો છે. જે માણસને માથે મરઘીનું પીછું લાગ્યું છે તે જ માણસ ચોર છે એમાં શો શક છે વારૂ? આ લુચ્ચાને દસ રૂપિઆ દંડ કરવામાં આવે છે."

તરત જ તે માણસ પાસે દસ રૂપિઆ વસુલ કરવામાં આવ્યા. દરબારમાં ભેગા થએલા લોકો આ ન્યાય સાંભળી–કાજીસાહેબની ન્યાયશક્તિ જોઈ–તેનાં વખાણ કરવા લાગ્યા. લોકોને ખાત્રી થઈ કે ગુન્હા પ્રમાણેની શિક્ષા હવે જ લોકોને મળશે.

બાદશાહને મોઢે આ વાત સાંભળીને દરબાર આખો હસી પડ્યો. ત્યાં બેઠેલા કાજીસાહેબ આથી મનમાં બહુ શરમાયા. પરંતુ કરે શું! તો પણ ઉપરથી બતાવવા માટે લોકો સાથે હસવા લાગ્યો.

એટલામાં એક વિચિત્ર વાત બની. એક માણસે આવીને બાદશાહને પ્રાર્થના કરીને કહ્યું, "બાદશાહ! મારી એક મરઘી કોઇ ચોરી ગયું છે!"

બાદશાહે આ વાતનો ઈન્સાફ કરવાનું કામ કાજીસાહેબને સોંપી દીધું. કાજીસાહેબે ફરિયાદીના કહેવા ઉપરથી તેના મહોલ્લાના માણસોને તેડાવી મંગાવ્યા અને પછી ફરિયાદીને પૂછયું, "બોલો! આ બધા માણસોમાંથી કોના ઉપર તમને શક જાય છે?"

ફરિયાદી આ સાંભળી ચુપ જ રહ્યો. કોઈનું નામ દેવાની તેની હિંમત ચાલી નહિ.

કાજીસાહેબે તેના મહોલ્લાના કેટલાક પૈસાદાર લોકોને પણ ત્યાં બોલાવી મંગાવ્યા અને પછી મોટે અવાજેથી કહ્યું, "અહો જુઓ! આ બધામાં ચોર તો મને દેખાયા જ કરે છે. જેણે મરઘી ચોરી છે તેને જ માથે મરઘીનું પીછું ચોંટેલું દેખાયા કરે છે. શું અલ્લાહની કુદરત!"

આ સાંભળી બધા માણસો તો જેમના તેમ નિશ્ચલ ઉભા રહ્યા. પણ એક માણસે એકદમ ઝડપથી પોતાને માથે હાથ ફેરવી માથું ખંખેરી નાંખ્યું!

કાજીસાહેબે તે માણસને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું. "તું જ મરઘી ચોર છે."

તપાસ કરતાં માલમ પડયું કે આ માણસને આ પહેલાં પણ ઘણી વાર ચોરવાના વાંક માટે શિક્ષા થએલી છે.

કાજીની આ ચાલાકી જોઇ બાદશાહ હસ્યો અને તેણે કહ્યું, "ખરેખર દિલ્લી કાંઈ કાનપુર નથી; અને બધા જ કાજીઓ પણ સરખા નથી!"

પછી કચેરીનો વખત પુરો થયો એટલે સભા વિસર્જન થઈ.

---

# ઉંદરોની ઉજાણી

**મ**નુના ઘરમાં અનાજ વગેરે રાખવામાટે એક જુદો ઓરડો રાખવામાં આવ્યો હતો. તેના ખુણામાં એક દર હતું. તેમાં ટીપ, ટોપ અને ટેપ નામના ત્રણ ઉંદરો રહેતા હતા.

તેઓ રોજ રાત્રે બધાં ઉંઘી જતાં ત્યારે તે ઓરડામાં ફરવા નીકળતા, અને જે કાંઈ ઉઘાડું રહી ગયું હોય અથવા નીચે વેરાએલું હોય તે સઘળું ખાઇ જતાં.

એક દિવસે તેમણે ઉજાણી કરવાનો વિચાર કર્યો, અને લાગ મળે ત્યારે કોઈ સારો પદાર્થ ઉઘાડો રહી જાય તો તે સઘળાએ મળીને ખાઇ જવો એમ નકકી કર્યું. આથી તેઓ હંમેશાં કોઇ ગળ્યા પદાર્થની શોધમાં રહેતા હતા.

એટલામાં મનુનો જન્મદિવસ આવી પહોંચ્યો. તે દિવસે તેને ત્યાં સારૂં સારૂં જમવાનું કર્યું હતું, અને બીજાં સગાં વહાલાં તથા ભાઇબંધ દોસ્તદારોને પણ જમવા માટે બોલાવવામાં આવ્યા હતા.

મોડી રાત સુધી જમવાનું કામ ચાલવાથી ઘરનાં બધાં માણસો થાકયાંપાકયાં ઝટપટ સૂઇ ગયાં.

કામની ધમાલમાં ઓરડામાં રાખેલી એક મુરબ્બાની બરણીનું મ્હોં ઉઘાડું રહી ગયું હતું.

હંમેશની માફક આજે પણ ઉંદરો ઓરડામાં ખાવાનું શોધવા માટે રખડતા હતા. એટલામાં પેલી બરણી તેમના જોવામાં આવી

અને તેમાં શું છે તેની તપાસ કરવા માટે ત્યાં આગળ ત્રણે જણા આવીને ભેગા થયા. (ચિત્ર ૧)

બરણીમાંનો મુરબ્બો લગભગ ખલાસ થવા આવ્યો હતો, પણ છેવટની જાડી મધ જેવી ચાસણીથી તેનો લગભગ અરધો ભાગ ભરેલો હતો.

બરણીમાં શું છે તે જોવા માટે ટીપ એકદમ બરણી ઉપર ચડયો; અને બાકીના બે જણા નીચે બેસી રહ્યા.




ટીપે ઉપર ચડી બરણીની અંદર જોયું તો ખાવાનું ઘણું ઊંડું જણાનું. તેનો સ્વાદ ચાખવાને તેનું મન ઘણું તલપાપડ થઈ રહ્યું હતું. પણ શું કરે ? (ચિત્ર ૨)

આખરે તેણે અંદર ઉતરવાનો વિચાર કર્યો; અને પકડેલી કોર છોડી દઇ જેવો તે અંદર ઉતરવા જાય છે કે, તરત જ ધબ દઇ અંદર પડયો; અને આખું શરીર ચાસણીથી લદબદ થઈ ગયું.

તેણે ઘણુંએ ફાંફાં માર્યાં; પણ કાચ લીસો હોવાથી તેનાથી ઉપર ચઢી શકાયું નહિ.

બહાર રહેલો ટોપ અને ટેપ તો તેની રાહ જોઇને બેસી રહ્યા હતા. ઘણી વાર થઇ; પણ ટીપ તપાસ કરી પાછો આવ્યો નહિ.

તેમણે ઊંચું જોયું તો, ટીપને બરણીની અંદર પડેલો દીઠો. આથી તેઓ ગભરાયા, અને ઘણા જ દીલગીર થયા. હવે ટીપને કેવી રીતે બહાર કાઢવો તેનો તેઓ વિચાર કરવા લાગ્યા.

થોડીક વારમાં ટોપને એક યુકિત સુઝી આવી. તેણે ટેપને કહ્યું કે, હું પહેલો બરણીઉપર ચડી તેની કોર પકડીને મારી પૂંછડી બરણીની અંદર લટકતી રાખું; એટલે પછી તું પણ ઉપર આવીને મારી પૂંછડી તારા મોંવડે મજબૂત પકડી રાખજે, કે જેથી ટીપના ભારવડે હું અંદર પડી ન જાઉં.

પછી ટીપ મારી પૂંછડી પકડી ઉપર ચડી આવશે. તેમણે ઉપર મુજબ ગોઠવણ કરી ટીપને પૂંછડી પકડી ઉપર આવવા ઈશારત કરી. (ચિત્ર ૩)

થોડી વારમાં ટીપ પૂંછડી પકડી બરણીના મોં સુધી ઉપર ચડી આવ્યો.

હવે ટોપ અને ટેપ નીચે જમીનપર આવવા માટે જોરથી કૂદકો માર્યો. એટલે ટીપ, ટોપ, અને ટેપ ત્રણે જણા એકદમ નીચે જમીન ઉપર આવી પડ્યા.

ટીપનું આખું શરીર ચાસણીથી ખરડાએલું હતું, તે ટોપ અને ટેપે ચાટી ચાટીને ચોકખું ચંદની જેવું કરી દીધું. (ચિત્ર ૪)

પછી ત્રણે જણ ઉજાણી પુરી થવાથી આનંદથી દોડતા દોડતા પોતાના દરમાં પેસી ગયા.

---

# અબોલ રાજબાળા

એક રાજાને એક છોકરો હતો. તે નાનપણથી જ ઘણો હોંશીયાર અને ચાલાક હતો. તેણે વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી જુદા જુદા દેશો જોવા માટે વિચાર કર્યો, ને પોતાના બાપની રજા માગી. બાદશાહે તેના ગુરૂને સાથે લઈને તેને જવાની રજા આપી.

ચાલતાં ચાલતાં તેઓ એક દિવસ એક ડુંગરના મથાળે આવી પહોંચ્યા. તેપર ઉભા રહી આસપાસ નજર ફેરવતાં તેમણે પાસેના શહેરમાં કાંઇક વિલક્ષણ ગુલાબી પ્રકાશ જોયો.

તે પ્રકાશ વિષે રાજપુત્ર તેના ગુરૂ સાથે અનેક તર્ક કરતો હતો. એવામાં તેમણે એક ઘરડો ડોસો જોયો. તેને બોલાવી રાજપુત્રે પૂછયું: "આ શાનો પ્રકાશ છે, કાકા?"

તેણે જવાબ આપ્યો, "પાસેના શહેરમાં જે રાજા રહે છે તેને એક કુંવરી છે. તે રૂપરૂપનો ભંડાર છે. તેની સુકુમાર કાયા મોગરાની કળી જેવી છે. આ પ્રકાશ તેના ગાલના ગુલાબી રંગનો પડછાયો છે. હજી તેનાં લગ્ન થયાં નથી. તે કોઇની પણ સાથે બોલતી નથી. તેને જે બોલાવી શકશે તેની સાથે જ તેનાં લગ્ન કરવાં એવો રાજાનો નિશ્ચય છે."

આ સાંભળી રાજપુત્રે બને તો તે શહેરમાં જઈ રાજકન્યા જોવાનો વિચાર કર્યો. તેણે પોતાના ગુરૂ સાથે શહેરમાં આવી એક ધર્મશાળામાં મુકામ કર્યો.

ત્યાં તેના સાંભળવામાં આવ્યું કે રાજાનો એવો હુકમ છે કે જે રાજકન્યાને બોલાવવા આવશે તેની સાથે જો રાજકન્યા બોલશે નહિ તો તેનો શિરચ્છેદ કરવામાં આવશે.

છતાં પણ રાજપુત્રે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. તેના ગુરૂએ ઘણું કહ્યું છતાં પણ તેણે માન્યું નહિ.

બીજે દિવસે રાજકુંવરે બજારમાં એક શિકારી પાસેથી એક સુંદર મેના ખરીદ કરી. મેનાની તે જાતે જ સંભાળ લેવા લાગ્યો. એક દિવસ તેણે મેનાને સહજ જ પૂછ્યું કે, "કહે મેના, તે મારી સાથે બોલશે ?"

મેનાએ તરત જ એક યુક્તિ કહી સંભળાવી, અને કહ્યું: "જો તું આ પ્રમાણે વર્તીશ તો જરૂર રાજકન્યા તારીસાથે બોલશે."

તેને તે યુક્તિ પસંદ પડી. તરત જ તેણે રાજા પાસે રાજકન્યાને મહેલે જવાની પરવાનગી મગાવી. બીજે દિવસે મેનાને લઇને તે રાજકન્યાના મહેલમાં ગયો.

તેણે રાજકન્યાને જુદી જુદી જાતના અનેક પ્રશ્નો પૂછ્યા, પણ તે બોલી નહિ.

છેવટે તેણે મેનાંને પૂછ્યું "તું તો મારી સાથે બોલ, મેના! કહે; મારી મેના! તારી તબીયત કેમ છે?"

તરત જ મેનાએ જવાબ આપ્યો, "હે રાજપુત્ર! તું મારા જેવા પક્ષી સાથે બોલ્યો, તેથી મને ઘણો જ આનંદ થાય છે. મારી સાથે આજ સુધી કોઇ પણ નહોતું બોલ્યું. મારી તબીયત ઘણી જ મજામાં છે. હવે હું તને એક વાર્તા કહું છું, તે સાંભળઃ

'એક વખત ત્રણ મિત્રો સાથે પ્રવાસ કરતા હતા. તેમ એક સુથાર, બીજો દરજી, અને ત્રીજો જાદુગર હતો. રસ્તામાં એક સાંજે તેમણે એક ઝાડનીચે મુકામ કર્યો. રાત્રે સુથાર જાગ્યો; અને ઉંઘ ન આવવાથી એક લાકડાનો કટકો લાવી તેણે તેની પુતળી બનાવી.

'તેના સુતા પછી દરજી જાગ્યો. તેણે પોતાની પાસે સરસ પુતળી જોઇ. તેણે તેને માટે ઉત્તમ કપડાં તૈયાર કરી તેને પહેરાવ્યાં. પછીથી તે પણ ઉંઘી ગયો.

'હવે જાદુગર જાગ્યો. તેણે આ સુંદર પોશાક પહેરેલી પુતળીને જોઈ તેમાં જીવ મૂકવાનો વિચાર કર્યો. તેણે પુતળીની છોકરી બનાવી.

'સવારે તેમનામાં ભાંજગડ પડી કે એ છોકરીને કોણ પરણે? તો હવે રાજપુત્ર! તું જ કહે કે, તે છોકરી કોને પરણે?'

"

હવે રાજપુત્ર અને મેનાવચ્ચે વાદવિવાદ શરૂ થયો. મેનાએ દરજીની પક્ષ લીધી, અને રાજકુંવરે સુથારનો પક્ષ લીધો. ઘણો વખત તકરાર ચાલી, પણ જાદુગરનું તો બેમાંથી એકે નામ જ ન લે.

હવે રાજકન્યાથી રહેવાયું નહિ. તે બોલીઃ "એ શું તમે ગાંડાની માફક તકરાર કરો છો? તમે જાદુગરને કેમ ભૂલી ગયા?

મને તો લાગે છે કે, તે છોકરી જાદુગરને જ મળવી જોઇએ. કારણ કે, જો તેણે તેમાં જીવ ન મૂકયો હોત; તો તે પુતળી, પુતળી જ રહેત ! સુથારે પુતળી ઘડી; માટે તે તેનો જન્મદાતા ગણાય. દરજીએ વસ્ત્ર પહેરાવ્યાં, તેથી કાંઈ તેનો હક્ક ન પહોંચે. જાદુગરે તેને જીવન આપ્યું માટે તે જ તેનો ખરો પતિ ગણાય. આટલું એ ખબર નથી ?"

આ પ્રમાણે રાજકન્યા બોલી ! આ સાંભળી રાજા ઘણો જ ખુશી થયો. તેણે તે રાજપુત્ર સાથે રાજકન્યાનાં લગ્ન ઘણી ધામધુમથી કર્યાં, અને પોતાનું રાજ્ય પણ તેને પહેરામણીમાં આપ્યું.

---

# ઉ મ ર

**મી**સર દેશમાં મંસુર નામે એક સોદાગર રહેતો હતો. તેને ઉમર નામે એક છોકરો હતો. એક દિવસ મંસુર તેના પુત્ર ઉમરને લઇ ન્યાયમંદિરમાં ગયો હતો.

ન્યાયમંદિરની કચેરીમાં કાજી સાહેબ તેમના આસનપર બેઠા હતા. તેમના ચહેરાપરથી તેઓ બહુ ભલા અને ન્યાયી તથા પૂર્ણ અનુભવી લાગતા હતા. કાજીના આસનની આગળ કેટલાક મોટા સોદાગર શેઠીયાઓ ઉભા હતા. કેટલાક ફરીયાદીઓ અને તે ઉપરાંત જોવા આવેલા પણ કેટલાક માણસો ત્યાં હતાં. મંસુર પણ ઉમરની સાથે ત્યાં જઇને ઉભો રહ્યો.

પહેલો મુકદમો એક જુવાન વેપારીનો નીકળ્યો. તે વેપારી ભરતખંડનો રહેવાસી હતો. તેણે ઉભા થઇને કહેવા માંડયુઃ—

"કાજી સાહેબ! મારા પિતાના મરણ પછી મને વારસામાં એક હીરાથી ભરેલી પેટી મળી. તે પેટીમાંના હીરા કોઈ ઠેકાણે વેચી પૈસા પેદા કરવાનો વિચાર હોવાથી હું નીકળ્યો છું પણ મોસમ ખરાબ હોવાથી મારે અહીં જ રોકાઇ જવું પડયું. મને પૈસાની જરૂર પડવાથી હીરાને વેચી નાખવાનો મેં નિશ્ચય કર્યો.

"આ શહેરમાં અલી નામે એક મોટો ઝવેરી રહે છે. તેની પાસે હું ગયો અને તેને મારા હીરા બતાવ્યા. તેણે થોડી વાર વિચાર કરી મને કહ્યું કે આ તમારા હીરા બહુ જ હલકા છે. આવા હીરા તો અમારા નોકર લોકો પહેરી રાખે છે. આ વાતની ખાત્રી કરી આપવા તેણે પોતાની પાસેથી મારા હીરાઓ કરતાં એક મોટો હીરો કાઢી મારી સાથે આવેલા મારા નોકરને આપી દીધો.

"આ જોઈ હું બહુ જ નિરાશ થયો. અલીએ મને કહ્યું, 'તમે ગભરાશો નહિ. આ પેટી મારી પાસે રાખી જાઓ અને બે કલાકની અંદર તેને બદલે આ શહેરમાં મળી શકતી કોઇ પણ ચીજ માગી જજો.'

"હું ત્યાર પછી મારા મુકામે ગયો. ત્યાં ગયા પછી મને માલૂમ પડ્યું કે મારા નોકરને આપેલો હીરો બનાવટી હતો. તરત જ અલીની પાસે ગયો અને મારી પેટી પાછી માગી. તેણે પેટી આપવા ના પાડી. આ મારી હકીકત છે. તો આપ સાહેબ હવે યોગ્ય ન્યાય કરો."

હવે અલીને ઉભો કરવામાં આવ્યો. તેણે જણાવ્યું કે; "અમારી વચ્ચે સોદો થયો હતો એ વાત સાચી છે પણ તેની પેટી મારી પાસે રાખવાનું કાંઈ મેં તેને કહ્યું ન હતું. એણે એની ખુશીથી તે મારી પાસે રાખી છે."

ત્યાર પછી ત્યાં કુરાનનું પવિત્ર• પુસ્તક મગાવવામાં આવ્યું. તેનાપર હાથ મૂકી અલીએ જણાવ્યું કે, "આ વ્યાપારીને મેં દગો દીધો નથી. શરત પ્રમાણે પેટીના બદલામાં કોઈ પણ ચીજ બે કલાકમાં આપવા હું તૈયાર છું."

આ સાંભળી ન્યાયાધીશે પેલા હીરાવાળા વેપારીને કહ્યું, "જો ભાઈ! આ મુકદ્દમો તારી વિરૂદ્ધ જાય છે. તારે તારા બચાવ માં કાંઈ કહેવું છે ?" વેપારી કાંઇ પણ બોલ્યો નહિ.

અત્યાર સુધી બાળક ઉમર તેના બાપની સાથે ઉભો ઉભો આ બધું સાંભળ્યા કરતો હતો. ધીમેથી તે પેલા વેપારીની પાસે ગયો; અને તેને કહ્યું: 'મારાપર વિશ્વાસ રાખી, તારા બદલે મને દશ મીનીટ બોલવા દે. તારા હીરાને બદલે હું એક ચીજ માગવા ઇચ્છું છું."



વેપારીએ તેને બોલવાની રજા આપી. તે આગળ આવી કાજીને સલામ કરી ઉભો. પછી તેણે અલીને પૂછયું, "બોલો ભાઈ! આ વેપારીએ તમને જે પેટી આપી છે તેનું વજન કેટલું છે ?"

અલીએ જવાબ આપ્યો: "દશ શેર છે."

ઉમરે કહ્યું, "ઠીક, તો કૃપા કરી આપની શરત પ્રમાણે આ પેટીના બદલામાં દશ શેર માખીનાં પીછાં બે કલાકમાં મને લાવી આપો."

અલી આ વાત સાંભળી ખુબ ચીડાયો. તે બોલ્યો, "વાત તદન અશક્ય છે. બે કલાકમાં તે વળી માખીનાં દશ શેર પીછાં મળે ખરાં કે?"

કાજીએ વચ્ચે જ સવાલ કર્યો:–"આ પ્રદેશમાં માખીનાં પીછાં મળી શકે છે ખરાં?"

ત્યાં હાજર રહેલા સઘળા બોલી ઉઠયા–"હાજી. અહીં માખી દરેક જણના ઘરમાં હોય છે."

આ સાંભળી કાજીએ ચુકાદો આપ્યો કે:—

"કાં તો, અલીએ શરત પ્રમાણે માંખીના દશ શેર પીછાં બે કલાકમાં લાવી આપવાં. અગર તેણે વેપારીને તેની પેટી બે કલાકમાં પાછી સોંપવી."

બધાં બોલી ઉઠયાં:–"બરાબર ન્યાય થયો, બરાબર ન્યાય થયો."

અલીએ ઉતરેલા ચહેરે પેટી વેપારીને પાછી સોંપી દીધી. વેપારીએ પેટીમાંથી ત્રણ મોટામાં મોટા હીરા કાઢી તેનો બચાવ કરનાર છોકરાને બક્ષિસ આપ્યા. આમ તેની ચાલાકીનો યોગ્ય બદલો તેને મળ્યો.

---

# એ તો તુમેરી જુતીકા પ્રતાપ!

એક મીયાભાઈ હતા. તે હંમેશાં દરેક જણને ઘેર સારા પ્રસંગોવખતે વગર નોતરે હાજર રહેતા. આ મીયાભાઈ પોતાને ત્યાં કોઈને કોઇ વખત પણ જમવા તેડતા ન હતા.

એક દિવસે તે જ ગામના એક શેઠીઆને ત્યાં ચા પાણીની મીજબાની હતી ત્યાં સર્વે ગૃહસ્થો તથા મીયાભાઇ હાજર હતા. તેની આ કુટેવ સર્વે લોકો જાણતા હતા. તેથી મશ્કરીમાં તેમણે મીયાને કહ્યું કે, "બોલો હવે અમે તમારે ત્યાં કયારે જમવા આવીએ ?"

આ સાંભળી મીયાંએ હસતાં હસતાં કહ્યુંઃ "એક દિવસ જોઇશું."

આ વાતને થોડા દિવસ થયા પછી મીયાંએ સર્વે ગૃહસ્થોને પોતાને ત્યાં મીજબાનીમાટે નોંતર્યા.

સર્વે ગૃહસ્થો તેની મશ્કરી કરવા માટે મોટી સંખ્યામાં હાજર થયા. મીયાભાઇએ તેમને માળઉપર બેસાડયા. સર્વે લોકો પોતાના જોડા નીચે કાઢીને ઉપર જતા હતા. જ્યારે નોતરેલા સર્વે પરોણા આવી ગયા એટલે મીયાંભાઈ બહાનું કાઢીને નીચે આવ્યા.

નીચે આવીને મીયા વિચાર કરવા લાગ્યા કે ઘરમાં એક પણ પૈસો નથી, તો આ આવેલા પરોણાને જમાડીશ કેવી રીતે ?

વિચાર કરતાં તેની નજર જોડાઉપર પડી. સર્વે લોકોના જોડા એકઠા કરીને તેની ગાંસડી બાંધી મીયાભાઈ બજારમાં ગયા. મોચીને ત્યાં તે જોડા વેચી તેની સારી જેવી રકમ મેળવી.

તેણે તે પૈસાનું પકવાન તથા બીજું સારૂં ખાવાનું લીધું અને ઘેર આવીને સર્વે ગૃહસ્થોને સારી રીતે જમાડ્યા.

તેઓએ મીયાંને કહ્યું, "ભાઈ, આજે તમે અમારી બહુ બરદાસ કરી, તેથી અમે તમારો ઉપકાર માનીએ છીએ."

મીયાએ કહ્યું, "એ તો તુમેરી જુતીકા પ્રતાપ!" એમ કહી મીયાજી કોઇના જવાબની રાહ જોયાવિના નીચે ઉતરી પાડોશીના ઘરમાં ભરાઇ ગયા.

જ્યારે પરોણા નીચે ઉતરી પોતપોતાના જોડા શોધવા લાગ્યા પણ મળ્યા નહિ ત્યારે તેઓ જુતીના પ્રતાપ શબ્દોનો ખરો અર્થ સમજ્યા.

મીયાના નામપર સ્વસ્તિવાચન કરતા અને તોબા પોકારતા તેઓ ત્યાંથી વિદાય થયા.

---

# પંડિતજીનું પરાક્રમ

પ્રાણશંકર પંડિત પૈસે ટકે સુખી હતા. તેમના કુટુંબમાં તેમની સ્ત્રી, તેમનો દીકરો કૃષ્ણરામ, અને દીકરી લલિતા એટલાં હતાં.

મૂળ બ્રાહ્મણભાઇ એટલે શંકરના ઉપાશક. અને શંકરના ઉપાસક હોવા સાથે વિજયા–ભાંગ–ના પણ ઘણા જ શોખીન હતા.

જ્યારે પંડિતજી ભાંગ પીને બેસે, ત્યારે એવા ગપાટા હાંકે, કે સાંભળનારો દિંગ જ થઇ જાય.

તેમને ગામથી ત્રણ ગાઉ દૂર આવેલા કામનાથ મહાદેવ દર્શન કરવા જવાનો રોજનો નિયમ હતો. ત્યાં જઇ દર્શન કરી, પછી ભાંગ છાણી, બે છાંટા મહાદેવજીને ચડાવી બે લોટા પોતે ઠોકી જતા અને પછી પાછા ઘેર ફરતા.

ત્રણ ગાઉનો રસ્તો તેમના હિસાબે ફક્ત તેમના ઘરથી તે ગામની ભાગોળ જેટલો નજીક લેખાતો.

આ મુજબ એક દિવસ પ્રાણશંકર પંડિત તેમના કુટુંબ સાથે કામનાથ મહાદેવ દર્શન કરવા માટે ગયા હતા. તેમની સ્ત્રી અને દીકરીને કોઇનો સંગાથ શોધી આગળથી ઘેર રવાના કરી દીધાં.

રહ્યા ફક્ત પોતે, અને કૃષ્ણો. આજ પંડિતજીએ ભાંગને પુરેપુરો ઈન્સાફ આપી દીધો. થોડી વારે તેઓ ઘેર જવા નીકળ્યા. રસ્તામાં કૃષ્ણાને પુછયું, "કેમ અલ્યા, તને ઝોળીમાં ઘાલીને ઉપાડું કે ખાંધે ઉપાડું ?"

કૃષ્ણો કહે, "બાપા, મને તમારા ખભે બેસાડો."

તરત જ પંડિતજીએ કૃષ્ણાને ખાંધે બેસાડી ગામ તરફ જવા માંડયું.

ભાંગનો અમલ પુરેપુરો જામ્યો હતો એટલે વિચાર પર વિચાર ઉભરાઈ જતા હતા.

એમ કરતાં કરતાં ગામની નજીક આવી પહોંચ્યા અને વાડીમાં પોતાની પોળમાં પેસવાની તેમણે તૈયારી કરી.

તરત જ તેમને વિચાર આવ્યો કે, અલ્યા, મારો કૃષ્ણો કયાં ગયો? આગળ પાછળ જોવા માંડયું પણ કયાંય પણ કૃષ્ણાનો પત્તો લાગ્યો નહિ! કૃષ્ણો તો નિરાંતે ખાંધ પર સ્વાર થઇને બેઠો હતો!

તે બિચારો શું જાણે કે તેના બાપાના મનમાં તેના વિષે જ વિચારો ચાલે છે?

પંડિતજી તો ગભરાયા. તેમણે ધાર્યું કે નક્કી કૃષ્ણાને મહાદેવમાં જ ભૂલીને હું ચાલ્યો આવ્યો!

તરત જ પંડિતજી પાછા ફર્યા અને મહાદેવમાં આવ્યા. ત્યાં આવી બધે તપાસ કરી પણ કૃષ્ણાનો પત્તો ન મળે!

પછી બે ચાર બૂમો પાડી કૃષ્ણાને બોલાવ્યો. કૃષ્ણો ઉપર બેઠો બેઠો ઓ....કહીને જવાબ આપે, ત્યારે પંડિત સમજ્યો કે આ તો ઘુમટમાં પડઘો પડે છે. કૃષ્ણો તો એની મા સાથે જ ઘેર ગયો હશે; માટે ચાલ પાછો ઘેર.

એમ વિચારી ફરી પાછા તેમણે ઘર તરફ ચાલવા માંડયું.

છેવટે ઘર પાસે આવી પહોંચ્યા એટલે તેમના એક પડોસીએ તેમને બોલાવ્યા કે, આવો પ્રાણશંકર પંડિત.

પંડિત કહે, "ના ભાઈ, હમણાં મને ઘેર જવા દો. મારો જીવ ઉંચો છે."

પડોશી કહે, "જવાય છે હવે. જરા પાન તંબાકુ તો ખાતા જાઓ!"

બહુ આગ્રહ થયો એટલે પંડિતજી ઓટલે ચડી પડોસીના બારણામાં પેસવા લાગ્યા કે ઉપરથી કૃષ્ણાએ બૂમરાણ કરી મૂકયું: "ઓ બાપા, મારા માથામાં વાગશે. જરા નીચા તો નમો. નહિ તો મને નીચે ઉતારો."

આ શબ્દોએ પંડિતજીની કેફ ઉરાડી દીધી. તરત જ તેમણે કૃષ્ણાને નીચે ઉતાર્યો અને આ ભાંજગડનું બધું મૂળ એ જ છે એમ માની બે ચાર લગાવી વાળી.



કૃષ્ણો તો બીચારો બૂમો પાડવા લાગ્યો અને પરોશી પણ નવાઈ પામી ગયા કે આ શું એકાએક બન્યું? તેમણે પંડિતને

પૂછ્યું: "કેમ પ્રાણશંકરભાઈ, બિચારા છોકરાને નાહકનો શું કામ મારો છો?"

પંડિતે ગુસ્સાથી જવાબ આપ્યો: "શું કરૂં ત્યારે? મારૂં નહિ તો એની પૂજા કરૂં? મને વગર ફોગટનું છ ગાઉનું ચક્કર ખવડાવ્યું અને પોતે ખભાઉપર બેસી જોયા કર્યું!"

આ સાંભળી ત્યાં એકઠા થયેલા બધા પંડિતજીની અક્કલપર પેટ પકડીને હસવા લાગ્યા. બિચારા પંડિતજી પણ શરમિંદા પડી ગયા અને છોકરાનું કાંડુ પકડી ઘરમાં પેસી ગયા.

જોયા ભાંગના પ્રતાપ!

---

# વગર ફોગટની વઢવાડ

એક વખતે બે મીયાં ભાઇઓએ એવો વિચાર કર્યો કે આપણે આપણા રૂપીઆમાંથી શેરડીનો વાડ કરીએ. બન્ને પાસે કુલ પચાસેક રૂપીઆ હતા.

પ્હેલો મીયાં—આપણે શેરડીની એવી સંભાળ રાખશું-ખાતર પુરશું ને પાણી પાશું-કે શેરડી જેમ જેમ ખાશું તેમ તેમ વધારે ખાવાનું મન થશે.

બીજો મીયાં—અરે, હું તો એક છરો મુકીશ ને તો દશ સાંઠા સડપ દઇને કાપી નાખીશ. પછી તો રસની નદી વહેશે.

પ્હેલો મીયાં—તું દશ કાપીશ તો મારો છરો ને મારી તાકાત કયાં ભાગી ગયાં છે? ભાયડો એક ઘાયે વીસ કાપશે! બોલ!

બીજો મીયાં—હવે જોઇ તારી શેખી. તારા જેવા બાયલા તે શું વીસ કાપતાંતા? આ બંદો પચાસ કાપશે. બોલ બચ્ચાજી, હવે છે તાકાત?

પ્હેલો મીયાં—બેસ નામર્દ! પચાસ કાપવામાં તે હતું શું? ભાયડાના ભડાકા તેં હજી નહિ જોયા હોય. હજી કાલે જ એક છોટા વાઘને (બીલાડી) તો જહન્નમભેગો કર્યો છે. અને વળી તું શું બડાઈ મારે છે? સો સાંઠા કાપવા તે પણ અહીં તો છોકરાની રમત જેવું છે. બોલ છે સત્તા?

બીજો મીયાં—અય હરામી ! બસ, જબાન બંધ કર. હું બસો કાપીશ.

પહેલો મીયાં—તો હું ચારસો કાપીશ. લે, છે સત્તા ?

બીજો મીયાં—હું પાંચસો કાપીશ. ચાલ બોલ કે હું હાર્યો છું. નહિ તો (જમૈયા કાઢીને) આવી જા નાપાક !

પહેલો મીયાં—તું બોલ ને કે હું હાર્યો છું ! નહિ તો તું ય આવી જા.

બન્ને મીયાં ભાઈઓ સામસામા જમૈયો લઈને લડે છે અને ખુબ ઘાયલ થાય છે, ત્યાં એક મહેસુલ ખાતાનો સરકારી અમલદાર ઘોડે બેસીને આવી પહોંચે છે. તેની વાંસે એક પટાવાળો પણ ઘોડે બેસીને આવે છે. અમલદારે પુછ્યું—અરે મીયાં, શા માટે લડો છો ?

બીજો મીયાં—આ બાયલો જુઓ. એ હરામી કહે છે કે હું ચારસો સાંઠા કાપીશ અને હું કહું છું કે હું એક ઘાયે પાંચસો કાપીશ. એ નીચ તે માનતો નથી.

પહેલો મીયાં—અરે સા'બ, એ બદમાશ માનતો નથી ને કહે છે કે હું તારા કરતાં વધારે કાપીશ.

અમલદાર—પણ તમે શેરડીના વાડનો કર કેમ નથી ભર્યો ? અરે પટાવાળા ! લઈ લે આની પાસેથી જેટલા હોય એટલા રૂપીઆ.

પટાવાળો ઘોડેથી ઉતરીને મીયાંભાઈનાં ખીસાં ખાલી કરે છે, અને સાહેબને સોંપે છે.

પટાવાળો અને અમલદાર ઘોડે ચડીને પોતાને રસ્તે પડે છે. બેલા મીયાં સાહેબો પણ વીલે મોઢે પશ્ચાતાપ કરતા પાછા ફરે છે.

---

# સારસ ખલીફા

એક દિવસ બગદાદનો ખલીફા ગાદીપર આરામથી સૂતાં સૂતાં હુકકો પી રહ્યો છે. વચ્ચેવચ્ચે લ્હેરથી પોતાની લાંબી દાઢી પર હાથ ફેરવે છે. એના મોં પરથી જણાય છે કે આ વખતે એ ખૂબ મિજાજમાં છે.

એટલામાં એનો વજીર પાસે આવીને બેઠો. બંને દેશની સ્થિતિ સંબંધી વાતચીતો કરવા લાગ્યા. એટલામાં પહેરેગીરે ખબર આપી કે એક ફેરીઓ સુંદર ચીજો લઇ વેચવા માટે આવ્યો છે.

ખલીફાએ તેને અંદર બોલાવ્યો. ફેરીઆએ સામે આવી ઝુકીને સલામ કરી પોતાની પેટી ઉઘાડી વેચવાની ચીજો બતાવવા માંડી. ખલીફાએ કેટલીક ચીજો ખરીદી લીધી.

ફેરીઓ પોતાની પેટી બંધ કરી જતો હતો એટલામાં ખલીફાની નજર પેટીની અંદર એક ડબ્બી હતી તે પર પડી. તે જોઈ ફેરીઆને પૂછ્યું, "આ શું છે?"

ફેરીઆએ ડબ્બી કાઢી કહ્યું, "જહાંપનાહ, આ ડબ્બી એક સોદાગરને મક્કા જતાં રસ્તામાંથી મળી હતી. આમાં આ થોડી સરખી લાલ ભૂકી અને એક કાગળનો ટુકડો છે. એના પર શું લખ્યું છે, તે માલૂમ નથી."

ખલીફાએ કાગળ જોયો પણ વંચાયો નહિ. વજીરથી યે ન વંચાયો.

ફેરીઆએ કહ્યું, "જોઇએ તો રાખી લો. એના બદલામાં જે આપશો, તે ખુશીથી લઇ જઇશ."

ખલીફે થોડા પૈસા આપી ડબ્બી ખરીદી લીધી. ફેરીઓ ચાલ્યો ગયો.

બગદાદમાં એક મશહુર મૌલવી રહેતો હતો. ખલીફાએ તેને બોલાવીને પેલો કાગળ વંચાવ્યો.

તેણે કહ્યું, "આમાં ચીની ભાષામાં એક અજબ વાત લખી છે."

ખલીફા—"ઠીક; વાંચો. શું લખ્યું છે?"

મૌલવીએ કહ્યું, "આમાંના લખાણની મતલબ એવી છે કે આ ડબ્બીમાં જે ભૂકી રાખી છે એની એક ચપટી સુંઘીને 'મુતાવર' એમ મ્હોંથી બોલી જે પશુ કે પક્ષી બનવા મરજી હોય, તે બની શકાય. શીકલ બદલાઇ જતાં તે પ્રાણીની બોલી પણ સમજી શકાય. ફરી પાછું તે પ્રાણીમાંથી માણસ બનવું હોય, ત્યારે પૂર્વ તરફ મ્હોં કરી ઉભા રહી ફરી એ જ 'મુતાવર' શબ્દ ત્રણ વખત બોલવાથી માણસ થવાશે. ફક્ત એટલી વાત યાદ રાખવી, કે પોતાની સૂરત–શીકલ બદલીને હસવું નહિ. હસાશે તો મંત્ર ભૂલી જવાશે અને જનાવર જ રહેવું પડશે."

મૌલવીની વાત સાંભળી ખલીફાં ખુશ થયો. તેને એક કીમતી પોશાક આપી વિદાય કર્યો. જતી વખતે તેને તાકીદ કરી કે આ ભેદ કોઇને કહેવો નહિ.

ખલીફાએ વજીરને કહ્યું, "કાલે સવારે જરૂર આવજો. આપણે શહેર બહાર મેદાનમાં જઈ આ ડબ્બીનો ઉપયોગ કરીશું. કોઈ પક્ષી બની જઇને તેઓ પરસ્પર શું વાતો કરે છે તે જોઈશું."

બીજે દિવસે સવારે નાસ્તો કરી ખલીફા ને વજીર ડબ્બી લઇને મહેલ બહાર નીકળ્યા. સિપાઇ પણ ન લીધો. રસ્તામાં શાહી બાગ જોયો, પણ તેમાં કોઈ જનાવર જણાયું નહિ, તેથી આગળ વધ્યા.

દૂર નદી કિનારે તેમણે બે સારસ જોયાં. તેમની પાસે તેઓ ગયા. વજીર બોલ્યો, "જહાંપનાહ, મારી દાઢીની કસમ ! આ પક્ષીઓની વાત બહુ રસદાર હશે. માટે ચાલો, સારસ બનીને સાંભળીયે."

ખલીફાએ કહ્યું, "હા, ચાલો. પણ પછી ફરી મનુષ્ય બનવાનો મંત્ર સારી રીતે ગોખી રાખજો. એ જ ને–કે પૂર્વ તરફ મ્હોં રાખી ત્રણ વખત કહેવું, મુતાવર, મુતાવર, મુતાવર. એટલે હું ખલીફા બની જાઇશ; અને તમે વજીર. ખરૂં ને ! એમ જ છે ને ? પણ સબુર, કદી હસશો નહિ. હસ્યા તો ફસ્યા."

સારસની પાસે આવી ખલીફાએ ડબ્બી કાઢી અને એક ચપટી સુંઘી કહ્યું, મુતાવર. વજીરે પણ એમ જ કહ્યું. બંને સારસ પક્ષી બની ગયા. દાઢી મુછ ગેબ થઈ ગરદન લાંબી થઇ ગઈ. બે હાથ બે પગમાં બદલાઇ ગયા. આખા શરિરે સફેદ રંગની રૂવાટી થઇ ગઈ.

ખલીફા બોલ્યો, "વજીર સાહેબ, તમારી ચાંચનો ઘાટ બહુ સુંદર છે. ખુદાના કસમ ! મેં મારી જિંદગીમાં આવો તમાસો નથી જોયો !"

વજીરે કહ્યું, "જહાંપનાહ, આપ ખલીફા કરતાં સારસના સ્વરૂપમાં જ બહુ જ સુંદર લાગો છો. ચાલો, આપણે આપણા નવા મિત્રોની વાત સાંભળીએ."

પેલાં બે સારસો વાતો કરતાં હતાં.

"લંબટંગુજી, સલામ. આજ તો આપ બહુ જ વહેલા નીકળી પડ્યા."

"આઈએ, આઇએ જનાબ ચંચુખાં ! હું જરા નાસ્તો કરવાની ફીકરમાં હતો. લો, આપ પણ જરા લેશો ?"

"આપનો ઉપકાર. પણ મને માફ કરો. આજે જરાયે ભૂખ નથી. હું બીજા જ કામે અહીં આવ્યો છું. મારા પિતાજીએ પોતાના મિત્રોને જમવાને માટે નોતર્યા છે. જે સારસ ભાઇઓ એ આમત્રંણ સ્વીકારીને મારે ત્યાં આવશે, તેમની સાથે મારે નાચવું પડશે. એથી હું અહીં એકાંતમાં એની તાલીમ લેવા ચાહું છું."

આમ કહી નાનો સારસ મેદાનમાં એક અજબ રીતથી નાચ કરવા લાગ્યો. ખલીફા ને વજીર આંખો ચોળીને જોવા લાગ્યા. સારસ ઘણા જ નખરાંથી એક પગપર ઉભા રહી નાચ કરવા લાગ્યો. તે બન્નેથી આખરે ન રહેવાયું. એકી સાથેજ હા-હા-હા-હા કરી જોરથી હસવા લાગ્યા.

ખલીફા હસવું બંધ કરી કહેવા લાગ્યો, "છે તો સુંદર તમાસો. રૂપીયાનો ઢગલો ખરચતાં યે આવી મઝા જોવાની નહિ મળે. પણ એ બેવકુફ પક્ષી આપણા હસવાનો અવાજ સાંભળી ઉડી ગયાં. નહિ તો કદાચ એકાદ સંગીત પણ સંભળાવત !"

એટલામાં વજીરને યાદ આવ્યું, કે ફરી માણસ થવાને માટે હસવાની મનાઈ છે. તેથી તે વિચારમાં પડ્યો ને ખલીફાને પણ યાદ દેવરાવ્યું.

ખલીફા બોલી ઉઠ્યો, "અરેરેરે ! ગંભીર ભૂલ કરી. બાજી મીટ્ટીમાં મળી ગઈ. જો હવે સારસ જ રહેવું પડશે, તો મામલો બહુ ગંભીર બની જશે. જુઓને, પેલો મંત્ર શું હતો ? તમને યાદ છે ? હું તો તદ્દન ભૂલી ગયો."

વજીર બોલ્યો, "પૂર્વ તરફ મ્હોં ફેરવી ઝુકાવીને કહેવાનું છેઃ મુ–મુ–મુ–મુ–"

બંને પૂર્વતરફ મ્હોં કરી ચાંચ ઝુકાવવા લાગ્યા. પણ હાય ! કેવા દુઃખની વાત, કે મંત્ર જ યાદ આવતો નથી ! વજીર વારંવાર મુ–મુ–મુ કરવા લાગ્યો પણ અસલ મંત્ર યાદ જ આવતો નહિ. બિચારા બંને સારસ બની રહ્યા !

બંને મનમાં બહુ દુઃખી થઇને મેદાનમાં આમ તેમ ફરવા લાગ્યા. આફતમાંથી કેમ છુટવું, તે તેમને જરાયે સૂઝ ન પડયું. શહેરમાં જાય, તો લોકો ઓળખે પણ શી રીતે ? એક પક્ષીને કોણ ખલીફા કહે, ને તેને બગદાદની ગાદીએ કોણ બેસાડે ? કયો માણસ એક સારસનો હુકમ માનવાને રાજી હોય ?

આવી હાલતમાં તેઓ આમ તેમ ફરતા હતા. ખાવાને થોડાં જંગલી ફળફુલ સિવાય કાંઈ મળતુ નહિ. તે પણ લાંબી ચાંચ હોવાથી સારી રીતે ખવાતું નહિ. જીવહિંસા એમને પ્રિય ન હતી. આવા ભોજનની વાત કરતાં જ તેમને ઉબકો આવતો. આટલા

મદુ:ખાં યે એટલું સુખ હતું, કે તેઓ જ્યાં જવા ચાહતા હતા, ત્યાં ઉડીને જઇ શકતા હતા. બગદાદ શહેરપર ઉડીને જતા, ને ત્યાં શું થતું તે તેઓ જોતા.

પહેલાં તો થોડા દિવસ શહેરનાં ઘેરો ને સડકોપર ગડબડ તથા દુઃખની છાયા નજરે પડી. ત્રણ ચાર દિવસ પછી બંનેએ ખલીફાના મહેલની છતપર બેસીને જોયું, કે નીચે સડકપર પુષ્કળ ભીડ છે. વાજીંત્રો વાગી રહ્યાં છે. સૌ લોકોએ સુંદર વસ્ત્રાભૂષણો સજ્યાં છે. એક સુંદર શણગારેલા ઘોડાની પીઠપર કીંમતી લાલ રંગનો પોશાક પહેરીને એક માણસ બેઠો છે. તેની આસપાસ સિપાઇઓ ચાલી રહ્યા છે. ભીડમાંથી અવાજ આવે છે, "મિરજાજીની જય ! બગદાદ નરેશની જય !!"

ખલીફાએ કહ્યું, "વજીર ! આપણી આવી હાલત શાથી થઇ, તે હવે સમજ પડી. મિરજા મારો કટ્ટો દુશ્મન છે. એ જાદુગર કશનુરનો બેટો છે. કશનુરે મને ભારી સજા કરવાને કસમ લીધા હતા. ખરેખર તે સજા આ છે. ખેર. જે થવાનું તે થઇ ગયું. ચાલો, આપણે બંને પેગંબરના મકબરા પર જઈએ કે જ્યાં જાદુની અસર કદાચ દૂર થઈ જશે."

બંને મહેલની છત છોડી મદીના તરફ ઉડી ગયા.

બંને નવા સારસોને ઉડવાની ટેવ ન હતી. બે કલાક પછી વજીરે કહ્યું, "જહાંપનાહ, કસુર માફ કરો. મારાથી તો હવે ઉડાતું નથી. તમે તો બહુ ઝડપથી ઉડો છો. સાંજ પડી ગઇ છે. રાત ગાળવાને કોઇ જગા શોધવી જોઇએ."

ખલીફાએ વજીરની વાત માની લીધી. મેદાનમાં એક જુનું ખંડેર જોયું. તે તરફ તેઓ ઉડયા. એ ખંડેર પહેલાં કોઇ કિલ્લો હશે, એમ ત્યાંના સુંદર થાંભલા તથા કેટલાક ઓરડાઉપરથી જણાયું.

બંને સારસ એક સારો ઓરડો શોધતા હતા. તેમાં વજીરે કહ્યું, "જહાંપનાહ, અહીં કોઇનો વાસ જણાય છે. મેં ધીરેથી કોઈનો નિશ્વાસ સાંભળ્યો છે."

ખલીફાએ પણ ધ્યાનથી સાંભળ્યું. કોઇનો ધીમો રડવાનો અવાજ આવતો હતો.

ખલીફા એ તરફ ધસ્યો. પણ વજીરે અજાણી જગામાં ફસાઈ ન જવાય, માટે તેનો પગ ચાંચવડે પકડી ખેંચ્યો.

ખલીફાએ માન્યું નહિ. થોડી વાર આગળ વધતાં એક ઓરડો જડયો. તેમાં જરા જરા રોશની હતી. અંદર એક માદા ઘુવડ બેઠી હતી. એની મોટી મોટી ગોળ ગોળ આંખોમાંથી આંસુ વહ્યાં જતાં હતાં. એની ચાંચમાંથી રડવાનો અદ્ભુત અવાજ આવતો હતો.

એટલામાં વજીર પણ આવી પહોંચ્યો. બન્ને સારસને જોતાં જ ઘુવડ આનંદિત થઇ ઉઠી. આંસુ પગવડે લૂછી નાંખ્યાં. તે અરબી ભાષામાં બોલી, " આવો, આવો સારસ સાહેબો, મારા છુટકારા માટે જ આપનું આવવું થયું છે. મેં એક વાર ભવિષ્યવાણી સાંભળી હતી, કે સારસ પક્ષીથી જ મને સુખ મળશે. "

ખલીફા પોતાની લાંબી ગરદન ઝુકાવીને બોલ્યો, " તમારી વાતપરથી જણાય છે કે અમારી પેઠે તમે પણ કોઇ આફતમાં

ફસી ગયાં છે. પણ અમે તમને કેવી રીતે છોડાવીએ ? જુઓ; અમે પણ આમ સંકટમાં આવી પડયા છીએ." એમ કહી તેણે બધી વાત કહી સંભળાવી.

ઘુવડ બોલી, "હવે મારી રામકહાણી સાંભળો. મારો બાપ કાશ્મીરનો બાદશાહ છે. હું તેમની એકની એક બેટી છું. જે જાદુ-ગર કશનુરે આપનું રૂપ બદલ્યું છે, તેણે જ મારી આ દુર્દશા કરી છે. તેણે પોતાના છોકરા મિરજાની સાથે મારા વિવાહની વાત કરી હતી. મારા બાપનો સ્વભાવ ક્રોધી છે. તેણે ધક્કા મારી તેને બહાર કાઢી મૂકાવ્યો. આથી પોતાની શીકલ બદલી મારી તહેનાતમાં હાજર થયો. હું બાગમાં શરબત પી રહી હતી. તે ગુલામ બનીને મને શરબત આપતો હતો. તેના શરબતની કરામતથી આ સ્વરૂપ મને મળ્યું છે. હું તો બેહોશ થઈને પડી હતી. તે મને અહીં ઉડાવી લાવ્યો. પછી ઘણા ભયાનક અવાજથી મારા કાનની પાસે આવી તે બોલ્યો, 'તું અંતકાળ સુધી ઘુવડ રહે. જનાવરો પણ તારાતરફ તિરસ્કારથી જોશે. જો કોઈ જીવ ખુશીથી તારી સાથે લગ્ન કરશે તો જ તારો છુટકારો થશે. તારા મિજાજી પિતાના અભિમાન માટે જ તને આ સજા કરી છે."

"ઘણા માસ થયાં દુનીયાથી તજાયેલી, જનાવરોથી પણ હડધૂત બનીને, આ ખંડેરમાં હું એકલી પડી રહી છું. દુઃખથી દિવસો ગાળી રહી છું. દિવસે હું આંધળી હોવાથી સંસારની સુંદરતા જોઈ શકતી નથી. રાતે જ હું તે જોઈ શકું છું."

પોતાની કરૂણ કથા કહેતાં કહેતાં તેની આંખો આંસુથી ભરાઈ ગઈ. એ આંસુ તેણે પગવતી લુછી નાંખ્યાં.

શાહજાદીની વાત સાંભળી ખલીફા ઉંડી ચિંતામાં ડુબી ગયો. તે બોલ્યો, "છુટકારાનો કાંઈ ઉપાય તો કરવો જોઇએ. પણ તે કેવી રીતે થશે?"

ઘુવડ બોલી–"મારો આત્મા કહી રહ્યો છે કે જરૂર તમારાથી આપણો બધાનો છુટકારો થશે."

ખલીફાએ આશ્ચર્યથી પૂછ્યું, "કેવી રીતે?"

ઘુવડ બોલી, "જે જાદુગરે આપણને આફતમાં ફસાવ્યાં છે, તે દર મહીને એક વાર અહીં આવે છે. આ મકાનમાં એક બીજો ઓરડો છે. ત્યાં તે પોતાના મિત્રો જોડે ખાઈ પી આનંદ કરે છે. મેં ઘણી વાર એમની વાતો સાંભળી છે. એ ઘણો વખત પોતાનાં કુકર્મોની જ વાતો કરે છે. તમે જે મંત્ર ભૂલી ગયા છો, તે વાતચીત કરતી વખતે તે કદાચ કહી પણ દે."

ખલીફા બોલી ઉઠયો: "શાહજાદી! કહો, તેઓ કયારે આવશે? તે ઓરડો કયાં છે?"

ઘુવડ થોડો સમય ચૂપ રહી. પછી કહેવા લાગી, "મારા બોલવાથી ખોટું ન લગાડશો. એક કામ કરવાનું વચન આપો, તો હું તે સ્થળ બતાવું."

ખલીફા બોલ્યો, "જલદી કહો, જલદી કહો. શું કરવું પડશે? હું તૈયાર છું."

તે કહેવા લાગી, "હું પણ તમારી સાથે જ છુટી થવા માગું છું. પણ તમારા બેમાંથી કોઇ મારી સાથે શાદી કરી લો તો તે બને."

આ વાત સાંભળી બંને સારસ ગભરાયા. ખલીફાએ વજીરને અલગ લઈ જઈ કહ્યું, "વજીર, આ તો ઘણી મુશ્કેલીની વાત. તમે એની સાથે શાદી કરી લો."

વજીરે જવાબ દીધો–"એમ શી રીતે થઈ શકે? હું શાદી કરી ઘેર જાઉં, તો મારી બીબી મને જરાયે જંપવા ન દે. વળી હું તો બુઢ્ઢો થઈ ગયો છું. તમે હજી જુવાન છો. તમે જ એ સુંદર શાહજાદી સાથે શાદી કરી લોને!"

ખલીફાએ એક લાંબો શ્વાસ ભર્યો. એના બન્ને પગ ઢીલા થઈ લટકી પડ્યા. એણે કહ્યું "વાત તો ખરી છે. પણ તમે શી રીતે જાણ્યું, કે શાહજાદી ખુબસુરત છે? એની સાથે શાદી કરવી અને જોયા વગર કોઈ ચીજ ખરીદવી એ બંને બરાબર છે."

આવી રીતે બંનેમાં થોડી વાર વાતો થયા કરી. ખલીફાએ જોયું કે વજીર સારસના રૂપમાં રહેવાને તૈયાર છે, પણ ઘુવડ સાથે શાદી કરવાને તૈયાર નથી. તેથી નિરૂપાયે તે પોતે જ ઘુવડને પોતાની બેગમ બનાવવાને તૈયાર થયો! ઘુવડ ખુશ થઇ ગઇ. તે બોલી; "આજે જ જાદુગર પોતાના મિત્રોની સાથે અહીં આવતો હશે."

એમ કહી તે સારસોને જાદુગરની બેઠક તરફ લઈ ગઇ. થોડો વખત એમને અંધારામાં ચાલવું પડયું. આખરે એક દિવાલના કાણા-માંથી અજવાળું માલમ પડયું ઘુવડે તે કાણા નજીક આવી બંનેને ચૂપચાપ ઉભા રહેવાનું કહ્યું.

તે ઓરડો વિશાળ હતો. અંદર સુંદર બત્તીઓ ઝળહળી રહી હતી. અંધારી રાત હોવા છતાં ઓરડામાં દિવસના જેટલું જ અજવાળું

હતું. તેથી બહારથી જોનારાને અંદરનો તમાસો જોવાને કાંઈ હરકત પડે એમ ન હતું.

વચ્ચે એક સુંદર ગાલીચો બીછાવ્યો હતો. થાળોમાં સારાં સારાં ફળો, મિઠાઈઓ, તથા બીજા ખાવાના પદાર્થો હતા. બેઠકપર કેટલાંક માણસો બેઠાં હતાં. તેમાંથી સારસોએ એક જણને ઓળખી લીધો.

તે જ પેલો પેટી લઈને ફેરી ફરનાર ફેરીઓ હતો. એની પાસેથી જ ખલીફે પેલી જાદુઈ ડબ્બી ખરીદી હતી. એની પાસેના માણસે કહ્યું, "પણ ભાઈ, બાદશાહને તેં કેવી રીતે ફસાવ્યો? કહે તો ખરો? અમે એ સાંભળીએ."

ફેરીઓ બધી વાત કહેવા લાગ્યો. જાદુગરે પૂછ્યું, "તેં એમને પેલા મંત્રની વાત કહી હતી કે નહિ?" તેણે જવાબ દીધો, "તે તો કાગળ પર જ લખેલો હતો. તે એક ચીની શબ્દ છેઃ મુતાવર."

દિવાલના છેદમાંથી 'મુતાવર' શબ્દ સાંભળતાં જ સારસો આનંદથી કુદવા લાગ્યા. તે બંને ઝટઝટ પોતાના લાંબા લાંબા પગ ઉપાડી ખંડેરમાં એટલી ઝડપથી ચાલ્યા, કે ઘુવડ મુશ્કેલીથી સાથે ચાલી શકી. બહાર આવી ખલીફાએ ઉમંગમાં આવી ઘુવડને કહ્યું, "તમે અમને જે ફાયદો કર્યો છે, એને માટે અમે જન્મભરના રૂણી છીએ. હું તમારી સાથે શાદી કરવાને રાજી છું."

પછી બંને સારસો પૂર્વ તરફ મોં કરી "મુતાવર" શબ્દ ત્રણ વખત બોલ્યા. તરત જ તેમની સુરત બદલાઈ ગઈ.

વજીર અને ખલીફા બંને ભેટી પડ્યા. પછી છુટા પડી જોયું, તો તેઓની પાસે જ કીમતી વસ્ત્રાલંકાર પહેરેલી એક સુંદર રમણી

ઉભી છે. તે હસતી હસતી આગળ આવી ખલીફાનો હાથ પકડી બોલી, "આપ ઘુવડ રાણીને ઓળખો છો ? તે જ હું !"

ખલીફાએ જાણ્યું હતું, કે એ કોઇ ઘુવડ જેવી જ સ્ત્રી હશે. પણ આ તો નીકળી અપ્સરા સરખી ! ખલીફા તો લટ્ટ બની ગયો. તેણે કહ્યું "હું સારસ થયો હતો એ પણ મારે માટે ઘણા ભાગ્યની વાત બની !"

ત્રણે બગદાદ તરફ ચાલ્યાં. ખલીફાએ પેલી જાદુઇ ડબ્બી ને રૂપિયાની થેલી સાથે લઇ લીધી. થોડી વારમાં તેઓ બગદાદના દરવાજા આગળ જઈ પહોંચ્યાં. શહેરના લોકો ખલીફાને જોઇ આશ્ચર્ય પામ્યા. મધાએ જાણ્યું હતું કે તે ગુજરી ગયા છે. પોતાના બાદશાહને સહી સલામત જીવતા આવેલા જોઈ બધી પ્રજા બહુ ખુશ થઈ.

શહેરના લોકોએ દગાબાજ મિરજાને તથા તેના જાદુગર બાપને દ કર્યા. ખલીફાએ હુકમ આપ્યો, કે જે જગાએ શાહુજાદીને દ રાખી હતી, તે ઓરડીમાં જાદુગરને ફાંસી દો. મીરજાનો ગુન્હો ારે ન હતો. તેથી તેને પેલી જાદુઈ ડબ્બીથી સારસ બનાવી, ંજરામાં પુરીને બાગમાં રાખ્યો.

હવે ખલીફા તથા તેની બેગમ સુખથી રહેવા લાગ્યાં. તેમણે ાઈ પીને મઝા કરી.

•

આનંદધારા ભાગ ૧ સમાપ્ત

# આ ચોપડી માટે જાહેર અભિપ્રાયો

"બાલજીવનમાં પ્રસિદ્ધ થયેલી ટુંકી નાની વાતોનો આ સચિત્ર સંગ્રહ બાવીસ વાતો ધરાવે છે. એકેએક વાત રસીલી. બોધદાયક અને આંટી ઘુંટી વગરની હોવાથી નિર્દોષ બાળકો તેને વાંચીને નિર્દોષ રહી શકશે એ કાંઇ જેવી તેવી ભલામણ ન કહેવાય." —સાહિત્ય

* * * *

"આ સંગ્રહમાં નાનાં બાળકો માટે જુદા જુદા લેખકોની ૨૨ વાતો આપેલી છે. તેમાંની કેટલીક સચિત્ર પણ છે. બાળકો માટે... ગુજરાતમાં સાહિત્ય ઓછું છે, તેવા સમયે આવા પ્રયાસો ઉત્તેજનને પાત્ર છે. × ×" —સ્વદેશ

* * * *

"બાળકોને ગમે એવી બાવીસ વાર્તાઓનો આ સંગ્રહ કરવામાં આવ્યો છે. અમે ઇચ્છીએ છીએ કે વાતોમાંથી બહાર પડતી અમૃતધારા સૌ માબાપો પોતાનાં બાળકોને આપે.× ×" —નવયુગ

* * * *

"× × છોકરાંઓને રમુજ પડે અને વધારે વધારે વાંચવાનું મન થાય તે માટે રસીલી વાર્તાઓનો સારો સંગ્રહ છે. સારી છપાઇનું આ પુસ્તક સસ્તી કિંમતે મળે છે. × ×" —ગુજરાતી કેસરી

* * * *

× × બાળકો માટે રસમય વાર્તાઓનો આ એક સરસ સંગ્રહ છે. નીતિ અને બોધની વાર્તાઓ કરતાં આવી નિર્દોષ આનંદ ઉપજાવે એવી વાર્તાઓ બાળકોને વધારે પ્રિય લાગે છે એ વાત ચોક્કસ ખરી છે. × ×" —ગુણસુંદરી

* * * *

"બાળકો માટે આ રસમય વાર્તાઓનો સંગ્રહ "બાલજીવન" માસિકના એક અનુભવી ચાલકના હાથે તૈયાર થયો છે. અને તેનું વાચન બાળકોને આનંદદાયક નિવડશે × ×" —બુદ્ધિ પ્રકાશ

* * * *

"× × વાર્તાઓ સારી છે. × ×" —ગુજરાતી પંચ